ગાંડીવ બાલોદ્યાનમાળા
પુષ્પ : : પહેલું

# ટોલસ્ટોય
ની
# ત્રણ વાર્તાઓ




પ્રગટકર્તા—
ગાંડીવ સાહિત્ય મંદિર
૧૮૦-કેળાંપીઠ,
સુરત

ટૉલસ્ટૉયનીજ કૃતિ

# મૂરખરાજ

ગાંડીવ બાલોદ્યાનમાળા પુષ્પ ૪ થું

કિંમત આના આઠ



આવૃત્તિ પાંચમી. [૦-૫-૦] ઇ સ. ૧૯૩૦
ગાંડીવ મુદ્રણાલય કળાપીઠ, સુરતમાં છાપીને
ગાંડીવ સાહિત્ય મંદિર માટે ઈશ્વરલાલ મૂ
વીમાવાળાએ પ્રસિદ્ધ કરી: જેઠ ૧૯૮૬.

## વાંચક પ્રત્યે

સૃષ્ટિનાં સનાતન સત્યોને વાર્તામાં ગૂંથીને પ્રગટ કરી માનવી હૃદય પર તેની સચોટ છાપ પાડવાની કળા ટોલસ્ટોયને જેવી હસ્તગત હતી તેવી જૂજનેજ હશે.

અને વાર્તાયે કેવી!—નવલકથાકારો અનેક પાકે છે, ટૂંકી વાર્તાઓના રચનારાઓનો પણ દુનિયામાં ટોટો નથી. પરન્તુ નાનામાં નાનાં બાળકથી માંડીને વૃદ્ધમાં, વૃદ્ધ હૃદયમાં પણ જે આનંદનો ધબકારો જગાવી શકે, પ્રભુની અકળ લીલાનું ભાન વાકચે વાકચે કરાવી શકે અને રસની જમાવટ પણ અદ્દભુત મિલાવી શકે એવી કળા ટોલસ્ટોયનીજ. જરાયે અજાયબ જેવું નથી કે ટોલસ્ટોયનું સાહિત્ય દુનિયાનાં અમર સાહિત્યઃ પંચતંત્ર, હિતોપદેશ, ઇસપકથા વિગેરેની સાથે એક હરોળમાં ચિરકાળ ઉભું રહે.

ટોલસ્ટોયની આ વાતો પહેલવહેલાં ગાંધીજીની દેખરેખ અને સંભાળ હેઠળ દક્ષિણ આફ્રિ-

કામાં તેમના પત્ર ઇન્ડિયન ઓપિનિયનમાં છપાઇ હતી. ત્યાર બાદ અત્રે અમારા તરફથી શિવદયાળની શોધ અને ઇજીપ્તનો ઉદ્ધારક નામના બે પુસ્તકોમાં તેમનો સમાવેશ કરવામાં આવ્યો હતો. એ બંને પુસ્તકો તદ્દન ખલાસ થઈ જવાથી આ ત્રણ વાર્તાઓને એક પુસ્તકના આકારમાં પ્રગટ કરી છે.

ગાંડીવ સાહિત્ય મન્દિર તરફથી નવ યુગની ભાવનાને પોષે, અને ભાવી ગુજરાતનાં ચારિત્ર્યને ઘડે એવા જે બાળસાહિત્યને પ્રકટાવવાના અભિલાષ છે, તેનું આ પુસ્તકથી મંડાણ થાય છે.

................

આ પાંચમી આવૃત્તિમાં બીબાં મોટાં લીધાથી તેમજ ચિત્રો ઉમેર્યાથી ઘણાં પાનાં વધ્યાં છે છતાં કિંમત વધારી નથી.

નટવર વીમાવાળા

# ટોલસ્ટોયની ત્રણ વાર્તાઓ

૧ શિવદયાળની શોધ



૨ પ્રેમા પટેલનો લોભ



૩ જીવનદોરી



(૧)

“ આ સંસારમાં સત્ય જેવો બીજો કોઈ ધર્મ નથી. જેઓ લાલચોને વશ થઈ સત્ય ચૂકે છે તેઓ કદી સુખી હોતા નથી. દુનિયાની નજરે તેઓ અનેક પ્રકારની મોજ માણતા જણાય છે, પણ અંદરથી તો તેમનું દુઃખ તેઓજ જાણે છે. વળી દુનિયાની મોજમઝા તો ચાર દિનની ચાંદ-

નીની જેમ નાશ પામી જાય છે. ત્યારે તેમનાં દુઃખનો પાર રહેતો નથી. લાખો માણસ અસત્ય માર્ગે ચાલીને દુઃખી થાય છે તો પણ કોઈકજ સત્ય રસ્તે ચાલવાની હોંસ કરે છે. જે સત્ય રસ્તો પકડે છે તે સુખી છે. એવા સત્યવાનનાં દર્શન થવાં એ ચઢતા નસીબની નિશાની છે."

"બાપા મને એવા સત્યવાનનાં દર્શન ન થાય?" શિવદયાળે પોતાના પિતા શાંતિદાસને પૂછ્યું.

શાંતિદાસ રોજ સાંજે પોતાના પુત્રને ધર્મની બાબતો સમજાવતા, અને તેનું વર્તન બરોબર રહે એ બાબત પૂરતું ધ્યાન આપતા. દીકરાના સવાલથી ખુશી થઇને તેણે જવાબ આપ્યો કે—"થઇ શકે દીકરા! ભાગ્યમાં હોય તો."

"પણ એ ક્યાં મળે, બાપા?" દીકરે ફરી પ્રશ્ન પૂછ્યો.

"દીકરા! હું એથી અજાણ છું. મારા નસીબમાં એવા મહાત્માના દર્શનનો લાભ નથી લખાયો. પ્રભુ તને એવો લાભ આપો એમ ઇચ્છું છું." બાપે ગંભીરપણે જવાબ આપ્યો.

"બાપા, મને રજા આપો. મારે સત્યવાનનાં દર્શન કરવાં છે. મારે એમની શોધ કરવી છે."

બાપે દીકરાની ઇચ્છા દાબી ન દેતાં રજા દીધી ને શિવદયાળ સત્યવાનની શોધમાં નીકળી પડ્યો.

(૨)

સત્યવાનનાં દર્શનની આતુર ઇચ્છામાં શિવદયાળ

રાજમાર્ગે ને જંગલમાં ભમવા લાગ્યો. તેનું ચિત્ત સત્યવાનના વિચારમાં એવું તો પરોવાઇ ગયું હતું કે તેને ભૂખ તરસનું ભાન રહ્યું નહિ. આવી સ્થિતિમાં ફરતાં ફરતાં એક દિવસ બપોરે તેને એક માણસ મળ્યો.

તેણે ઉભા રહીને શિવદયાળને પૂછ્યું:–"બચ્ચા, કયાં જાય છે?"

શિવદયાળે ઉભા રહીને જવાબ આપ્યો, "સત્યવાનની શોધમાં જાઉં છું. મારા બાપાએ કહ્યું છે કે જે ભાગ્યશાળી હોય તેનેજ સત્યવાનનાં દર્શન થાય. હું એનું ઠેકાણું જાણતો નથી, તેથી તેની શોધમાં નીકળ્યો છું."

તે માણસ બોલ્યો, "બચ્ચા, હુંજ તે સત્યવાન છું."

શિવદયાળ બહુજ આનંદમાં આવી ગયો. તે બોલ્યો, "મહાત્મા! આપ કઈ બાજુએ પધારો છો? જો અમારી તરફ પધારતા હો તો મારે ઘેર પધારો. પણ જો આપને ઘેર પધારતા હો તો મને સાથે લઇ જાઓ."

સત્યવાને કહ્યું, "હમણાં મારે કામ છે. કાલે સવારે તું મારે ઘેર આવજે. પૂર્વ દિશામાં સીધો ચાલ્યા કરીશ એટલે એક જંગલમાં તું પહોંચીશ. ત્યાં એક સાફ જગ્યામાં આરામ લઈ જે બનાવ બને તે જોજે. એ જોઇ જરા આગળ ચાલીશ કે તું એક વાડીની પાસે આવીશ. તેમાં સોનાના છાપરાવાળું ઘર છે તે મારૂં છે. ત્યાં દરવાજે હું તને મળીશ." એટલું કહી સત્યવાન તે છોકરાની નજર આગળથી અદશ્ય થઈ ગયા.

(૩)

શિવદયાળે, દેખાડેલે રસ્તે ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં તે જંગલમાં આવ્યો. ત્યાં એક મોટું વડનું ઝાડ જોયું. તેની એક ડાળીને એક દોરડું બાંધ્યું હતું. દોરડાને છેડે એક લાકડાનો ઘોકો બાંધ્યો હતો. લટકતા ઘોકા નીચે એક મધનું વાસણ રાખેલું હતું. તેનો હેતુ એવો હતો કે રીંછ વગેરે તે ઘોકાને ખસેડયા વિના મધને અડી ન શકે. ને ઘોકો ખસેડે તો તે પાછો મધમાં આવતાં તે ખસેડનારનેજ ઇજા કરે.

છોકરો વિચાર કરતો ઉભો છે તેવામાં જંગલમાં એક કડાકો થયો, અને કેટલાંક રીંછો આવતાં તેણે દીઠાં. તેમાંથી એક રીંછણ સીધી મધના વાસણ ભણી ગઇ અને તેણે પોતાના નાક વતી ધકકો મારી ઘોકો ખસેડયો. એટલે તેનાં ત્રણ બચ્ચાં જે તેની વાંસે વાંસે જતાં હતાં તેઓએ મધ ઉપર તરાપ મારી. તેટલામાં પેલો ઘોકો પાછો આવ્યો, અને તેમના માથા પર પડયો. તેથી તેઓ ચીસ પાડી ભાગી ગયાં.

રીંછણે ખીજાઇને ઘોકાને ફરી જોરથી ફેંકયો. ઘોકો બહુ ઉંચે ઉછળ્યો. બચ્ચાં મધ પાસે ગયાં. ઉંચે ઉછળેલો ઘોકો જોરથી રીંછોના માથા ઉપર પડયો. તેમાંનું એક બચ્ચું તુરતજ મરી ગયું. રીંછણ વધુ ખીજાઇ. ઘોકાને પકડી વધુ જોરથી ઉંચે ઉછાળ્યો. ઘોકો ડાળીથી પણ ઉંચો ચઢયો હવે રીંછણ જાતે મધ તરફ ગઈ. ઘોકો ઉંચો ચઢતો અટકયો ને પાછો નીચે પડવા માંડયો. જેમ જેમ નીચે આવતો ગયો

તેમ તેમ તેની ઝડપ વધવા માંડી. અંતે બરાબર રીંછણને માથે એવા જોરથી તે પડયો કે રીંછણ પણ મરી ગઇ. તેનાં બચ્ચાં તેને મૂકીને ભાગી ગયાં!

શિવદયાળ અજબ થતો થતો આગળ ચાલ્યો. તે વાડી અને સોનાના છાપરાવાળા ઘર પાસે આવી પહોંચ્યો. દરવાજામાંજ સત્યવાનને તેણે દીઠા. તેમણે શિવદયાળને આવકાર દઈ વાડીમાં લીધો. વાડીની રચના અને ભપકો તેણે સ્વપ્નામાં પણ દીઠાં ન હોય એવાં હતાં. સત્યવાન તેને મહેલમાં લઇ ગયા. તેમાંના ઓરડાઓ જોતો જાય અને જાણે ભૂલતો જાય એવું લાગ્યું. એમ કરતાં તેઓ એક બંધ ઓરડા પાસે આવ્યા.

સત્યવાને કહ્યું, “આ દરવાજો જોયો? એને તાળું નથી, માત્ર એક સીલ છે. ઉઘાડવો હોય તો તુરતજ ઉઘડી શકે એમ છે. પણ હું તને તે ઉઘાડવાની ના પાડું છું. આ મહેલમાં રહીને જ્યાં ફરવું હોય ત્યાં ફરજે. માત્ર એક હુકમ પાળજે. આ બારણું ઉઘાડીશ નહિ. ને જો ઉઘાડે તો જંગલમાં જોયું છે તે યાદ કરજે.”

એટલું કહી સત્યવાન અદૃશ્ય થઈ ગયા.

શિવદયાળ એકલો રહેવા માંડયો. એમ કરતાં ૩૦ વર્ષ થઇ ગયાં. પણ તેને તો ત્રણ કલાક જેવાંજ લાગ્યાં. આ મુદ્દત ખલાસ થયે એક દિવસ તે સીલવાળા દરવાજા પાસે ફરતો હતો, ત્યારે તેને વિચાર થયો કે “સત્યવાને મને આ ઓરડામાં જવાની મનાઈ શા માટે કરી હશે? હું તો

અંદર જઇશ અને તેમાં શું છે તે જોઇશ."

બારણાંને ધક્કો દઇ તેણે સીલ તોડયું. અંદર દાખલ થયો. એ ઓરડો સહુથી સુંદર હતો, અને તેની વચ્ચે સોનાની રાજગાદી હતી.

તે રાજગાદી પર ચઢી બેઠો. રાજગાદી સામે રાજદંડ પડેલો દીઠો, તે પણ હાથમાં ઝાલ્યો. જેવો તેણે રાજદંડ ઝાલ્યો કે તુરતજ ઓરડાની ચારે ભીંતો નીચે પડી ગઈ. તેથી આખી દુનિયા અને તેમાં માણસો શું કરે છે તે એને દેખાવા માંડયું.

'મારે ઘેર બધાં કેમ છે? અને દાણાનો પાક કેવો છે તે દેખાય તો સારૂં" એવો એને વિચાર આવ્યો. જેવી તેણે પોતાના ખેતર ભણી નજર કરી કે તેને પાક સારો જણાયો. એક ખેડુતને તેમાં થઇને ગાડું હાંકતો તેણે દીઠો. પહેલાં તો તે તેને પોતાના બાપનુંજ ગાડું લાગ્યું. પણ બરોબર તપાસતાં તે તો કોઇ ચોર જણાયો.

આથી શિવદયાળ ગુસ્સે થઇ બોલી ઉઠયો;—"બાપા, બાપા, ખેતરમાં દાણાની ચોરી થાય છે!" બાપ જાગી ઉઠયો, "અરે, મને સ્વપ્નું આવ્યું કે ખેતરમાં દાણાની ચોરી થાય છે. ચાલ જઇને જોઉં." એમ વિચારીને ઘોડે બેસી ખેતર ભણી ગયો. ત્યાં ચોરને દેખી તુરતજ પાડોશીઓને ભેગા કરી તેને પકડયો, અને સહુએ તેને ખૂબ માર મારી કેદખાનામાં નંખાવ્યો.

હવે શિવદયાળે પોતાના ઘર ભણી નજર કરી, તો



ત્યાં પોતાની માને સૂતેલી દીઠી. એક ચોર ઘરમાં પેસી પેટી ભાંગવા માંડી. તેની મા જાગી ઉઠી, અને ચીસો પાડવા માંડી. એથી ચોર એક કુહાડી લઈ તેને મારવા દોડયો. શિવદયાળથી આ દેખી ન શકાયું. તેણે પેલા ચોર ઉપર રાજદંડનો પ્રહાર કરી તેને તુરતજ મારી નાંખ્યો.

(૪)

શિવદયાળે જેવો તે ચોરને મારી નાંખ્યો કે તુરતજ ચારે બાજુથી દિવાલો અસલની જેમ બંધાઈ ગઈ. દરવાજો ઉઘડી ગયો અને સત્યવાન તેમાં દાખલ થયા. તેણે શિવદયાળનો હાથ ઝાલીને ગાદી ઉપરથી તેને ઉતારી મૂકી કહ્યું, કે "તેં મારો હુકમ માન્યો નહિ. દરવાજો ઉઘાડયો એ તેં એક પાપ કર્યું. મારી રાજગાદી પર ચઢી મારો રાજદંડ ઝાલ્યો એ બીજું પાપ. અને દુનિયાના પાપમાં વૃદ્ધિ કરી એ ત્રીજું પાપ. આમ ને આમ એક કલાક વધુ તું રહ્યો હોત તો અર્ધી દુનિયાનો નાશ કરત.

સત્યવાને શિવદયાળને એના પોતાના કામનો ચિતાર આપવા ફરીથી તેને રાજગાદી પર બેસાડયો ને હાથમાં રાજદંડ આપ્યો. દિવાલો ફરીથી છૂટી પડી. આખી દુનિયાના દેખાવો પ્રત્યક્ષ થયા. હવે સત્યવાન બોલ્યા કે "જો, તેં તારા બાપની દશા કેવી કરી ? પેલો ચોર જેલમાં વધુ બદમાશી શીખ્યો. એણે તારા બાપના બે બળદ ચોર્યા, અને હવે ઘરને આગ લગાડે છે."

શિવદયાળે પોતાનું ઘર બળતું દીઠું. ત્યાંથી નજર ફેરવી તેની મા તરફ જોયું, તો તે ગમગીનીમાં બોલી "અરે ! ચોર તારે હાથે મુઓ તેના કરતાં એણે મને મારી નાંખી હત તો કેવું ભલું થાત ! હું કેટલા પાપમાંથી છૂટત !"

સત્યવાને શિવદયાળને કહ્યું—"તારી માની આ દશા તેં કરી."

હવે બે દારોગાએ પકડેલો એક ચોર તેમની નજરે પડ્યો. સત્યવાન તેને દેખાડી બોલ્યા, આ માણસે નવ હત્યા કરી છે. પોતાનાં પાપનો જવાબ એને દેવો પડત, પણ તેં એને મારીને એનાં પાપ તારે માથે લીધાં છે. તેં પોતેજ આવી દશા તારી કરી. પેલી રીંછણે ઘોકો ઉછાળ્યો તે તેનાં બચ્ચાંને વાગ્યું. ફરી ઉછાળ્યો ને તેનું મોટું બચ્ચું માર્યું ગયું. વળી જોરથી ઉછાળ્યો ને પોતે મરી ગઈ. તેં પણ એવુંજ કર્યું. હવે તને ૩૦ વર્ષની મુદ્દત આપું છું. દરમિયાન સંસારમાં જઈને સારાં કામો કરી એ ધોઈ નાંખ. એ તારાથી નહિ બને તો ચોરની સજા તારે ખમવી પડશે."

"ચોરનાં પાપો કેવી રીતે ધોઉં ?" શિવદયાળે ચિંતાતુર ચહેરે પૂછ્યું.

સત્યવાને જવાબ દીધો, "તેં દુનિયામાં જેટલાં પાપો કર્યાં છે, તેટલું ભલું કરીશ ત્યારે તારાં અને ચોરનાં બંનેનાં પાપ માફ થશે."

શિવદયાળે ફરીથી પૂછ્યું, કે "સંસારનાં પાપો કેમ ધોવાય ?"

સત્યવાને જવાબ દીધો કે "પૂર્વ દિશામાં તું ચાલવા માંડ. ત્યાં એક ખેતર આવશે, તેમાંના માણસોને તું જે જાણતો હોય તે કહેજે. વળી આગળ જજે, ને જે જૂએ તે ધ્યાનમાં રાખજે. ચોથે દહાડે એક વન આવશે. તે વનમાં એક ભોંયરૂં છે. તેમાં એક ઘરડો માણસ રહે છે. તેને તારી કહાણી કહેજે. તે તને શિખામણ દેશે. તેની

શિખામણ પ્રમાણે બરાબર ચાલશે તો તારાં અને ચોરનાં પાપ ધોવાઇ જશે."

એમ કહી સત્યવ્રતે શિવદયાળને વાડીની બહાર મૂકી દીધો.

(૫)

શિવદયાળ રસ્તે ચાલતાં ચાલતાં વિચાર કરે છેઃ દુનિયામાંથી પાપ કેમ જાય? લોકો પાપીઓને જેલમાં નાંખે છે, દેશપાર કરે છે. ફાંસીએ ચઢાવે છે. આમ કરી પાપ દૂર કરવાનો યત્ન સહુ કરે છે. બીજાનાં પાપ લીધા વિના હું પાપ કેમ દૂર કરૂં!"

આમ મુંઝાતો મુંઝાતો તે ચાલ્યો જાય છે પણ કાંઇ સુઝતું નથી. એમ કરતાં તે એક ખેતર પાસે આવ્યો તેમાં દાણો સારો પાકયો હતો. વાઢનારા દાણો કાપવાને આવ્યા હતા. તે ખેતરમાં એક અજાણી બાઇનું વાછરડું પેસી ગયું. બધા ખેડુઓ અહિંથી તહિં દોડાવે; ઘડીમાં તે બહાર આવે ને વળી માણસોની ચીસાચીસથી ને દોડાદોડથી તે પાછું ખેતરમાં પેસી જાય.

તે બાઇ (વાછરડાની માલિક) રડતાં રડતાં બોલીઃ— "આ ખેડુઓ મારા વાછરડાને મારી નાંખશે." શિવદયાળ બોલી ઉઠયો, "ભાઇઓ, તમે બધા ટાઢા પડી ઉભા રહો, તો હમણાં આ બાઇ પોતાના વાછરડાને બોલાવી લેશે." ખેડુતો તેની વાત માની એક બાજુએ ઉભા રહ્યા. એટલે પેલી બાઇએ વાછરડાને બોલાવી લીધું. શિવદયાળની આ શિખામણથી પેલા ખેડુઓ, તે બાઇ અને વાછરડું ત્રણે

રાજી થયાં.

શિવદયાળ વળી ચાલતાં વિચારે છેઃ—"હવે સમજાય છે કે પાપથી પાપ વધે. પાપને જેમ ઝાઝી સજા કરીએ તેમ તે વધતું જાય. પાપે પાપનો નાશ એ વાત તો ખોટી. ત્યારે પાપનો નાશ કેમ થાય? જો વાછરડે તે બાઈનું કહેવું ન માન્યું હત તો તે કેમ બહાર નીકળત? મને તો કંઈ સુઝતું નથી."

(૬)

શિવદયાળ આમ વિચાર કરતો કરતો ચાલ્યો જાય છે. અંતે એક ગામડું આવ્યું ત્યાં આરામ લેવાનો વિચાર કર્યો. એક ઘરમાં રાતની રાત સૂવાની રજા માંગી. ઘરધણીએ તેને પોતાના ઘરમાં સૂવાની સોય કરી દીધી.

શિવદયાળ બિછાનામાં પડયો જોયા કરે છે. ઘરધણીએ ઘર લીંપીને સાફ કરેલું છે. હવે કેટલીક છબીઓ સાફ કરે છે. એક મેલા લૂગડા વડે તે છબીના કાચ લૂછે છે. એક બાજુથી લૂછે છે—કાચ અસલ જેવાજ મેલા દેખાય છે. મેલા લૂગડાના લીસોટા તેની ઉપર પડી રહ્યા છે. બીજી બાજુએથી તે લૂછે છે. કેટલાક ડાઘા જાય છે. પણ બીજા નવા ડાઘ પડી રહે છે. વળી મેલું લૂગડું ઘસે છે. એક ડાઘ જાય છે તો બીજો પડી રહે છે.

શિવદયાળ આ જોયા કરતો હતો તે બોલી ઉઠયો, "ભાઈ, આ શું કરો છો?"

"જૂઓની ભાઈ, દિવાળીના દિવસ પાસે આવ્યા છે,

આ છબીઓના કાચ સાફ કરૂં છું. પણ એક હાથ કાઢું છું ત્યાં બે બીજા નવા પડે છે, હું તો થાક્યો, પણ આ છબીઓ સાફ થતી નથી.” ઘરધણીએ જવાબ દીધો.

“આ લૂગડાંના કટકાને પહેલાં ધોઇને પછી છબીના કાચ ઘસશો તો હમણાં તે સાફ થઇ જશે” શિવદયાળે શિખામણ દીધી.

ઘરધણીએ તેમ કર્યું એટલે કાચ સાફ થઇ ગયા. મહેમાનની સલાહથી પોતાનું કામ થયું તેથી ઘરધણી બહુ રાજી થયો અને તેનો પાડ માન્યો.

વળતી સવારે શિવદયાળે ઘરધણીની રજા લઈ ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં એક જંગલમાં આવ્યો. ત્યાં કેટલાક મજુરો પૈંડાને ચઢાવવા સારૂ લોઢાના પાટા વાળતા હતા. વધારે નજીક આવતાં જણાયું કે જે ચક્કર ઉપર પાટા હતા તે છૂટું હતું. તેથી પાટા વાળતી વખતે તે ખસી જતું હતું. શિવદયાળે આ જોઇ પૂછયું, ‘શું કરો છો, ભાઈ? ”

તેમણે જવાબ આપ્યો, “અમે પાટા વાળીએ છીએ. બે વાર એને તપાવીને વાળવા માંડયા પણ એ તો વળતાજ નથી; ને અમે તો થાકી ગયા.” શિવદયાળે સલાહ દીધી કે “ભાઇઓ, જો પહેલાં આ ચક્કરને એક બાજુએ મજબૂત કરશો તો તમારા પાટા તુરત વળી જશે.” એ પ્રમાણે કરવાથી કામ બરોબર ચાલવા માંડયું. મજુરોએ શિવદયાળને રાતે પોતાનો મહેમાન કરીને રાખ્યો. સવારે પરોઢીએ તેણે

ફરી ચાલવા માંડયું.

એક દિવસ ને રાત ચાલતાં એક જંગલમાં કેટલાક ભરવાડો આરામ લેતા હતા, ત્યાં આવી પહોંચ્યો. ભરવાડો ઢોરને ચરવા મૂકી અગ્નિ સળગાવતા હતા. તેમણે પ્રથમ સૂકી ડાંખળીઓ લઈને સળગાવી ને તે સળગી ન સળગી ત્યાં તો તેની ઉપર બીજાં ભારે લીલાં લાકડાં ખડકયાં. લાકડાની સળગેલી ડાંખળીઓ બુઝાઈ ગઈ. ભરવાડોએ ફરી પ્રયત્ન કર્યો ત્યારે પણ દેવતા સળગીને બુઝાઈ ગયો.

ત્યારે શિવદયાળ બોલી ઉઠયો, "ડાંખળીઓ સળગાવીને તુરતજ જાડાં લાકડાં તેની ઉપર ન મૂકો. તે બરોબર સળગે પછી નાનાં લાકડાં નાંખશો તો તુરતજ અગ્નિ ચાલુ થશે." ભરવાડોએ ખૂબ ડાંખળીઓ એકઠી કરી. તેમને બરોબર સળગવા દીધી. પછી લાકડાં નાંખ્યા. એટલે દેવતા સારી રીતે સળગવા માંડયો. શિવદયાળ ત્યાં થોડોવાર રોકાઈ આગળ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં વિચાર કરે છે. "આ મેં જોયું તેનો શું અર્થ હશે?" પણ તેનાથી એનું રહસ્ય ન સમજી શકાયું.

૭

સાંજ સુધી ચાલ્યા કીધું ત્યારે વનમાં એક ભોંયરા પાસે આવી પહોંચ્યો. તેનો દરવાજો ઠોકતાં "કોણ છે?" કરી અવાજ આવ્યો.

"એક મહા પાપી, જે પારકાનું પાપ માથે લઈ લેવાથી હવે તેને ધોવા ઇચ્છે છે." એવો શિવદયાળે નમ્રપણે જવાબ દીધો.

ભોંયરામાંથી મહાત્મા બહાર આવ્યા. અને પૂછ્યું, "બીજાનાં એવાં કયાં પાપ તું તારે માથે લઇને ફરે છે?" શિવદયાળે બધી વાત કહી. સત્યવાનને મળ્યાની, રીછણુ અને તેનાં બચ્ચાંની, બંધ ઓરડાની, રાજગાદીની, સત્યવાનની આજ્ઞાની, રસ્તાના ખેડુની અને વાછરડું તેની બાઇના સાદથી કેવું બહાર નીકળી આવ્યું તેની વાત કહી. અંતે તે બોલ્યો, "દુનિયામાં પાપ ઠેલાતું નથી. ને વળી પાપ કેમ જાય એ વાત મારાથી સમજાતી નથી. આપ શીખવો."

મહાત્માજીએ કહ્યું, બેટા, તેં બીજું શું જોયું એ મને કહે." ત્યારે શિવદયાળે મેલા લુગડા વડે છણી સાફ કરનાર ઘરધણીની વાત કહી; લોઢાના પાટા વાળનાર મજુરો વિષે તેમજ ભરવાડો વિષે પણ બધી હકીકત કહી.

વાત સાંભળીને મહાત્મા ભોંયરામાં ગયા અને ત્યાંથી એક બુઠ્ઠી કુહાડી લઇ આવ્યા. તે શિવદયાળને આપી બોલ્યા, "ચાલ મારી સાથે." ભોંયરાની બીજી બાજુએ એક ઝાડ બતાવી કહ્યું, "આને કાપી નાંખ."

શિવદયાળે કાપી નાંખ્યું. ઝાડ પડી ગયું. મહાત્માએ વધુ આજ્ઞા કરી:—"હવે તેના ત્રણ કટકા કર."

શિવદયાળે હુકમ બજાવ્યો. મહાત્મા ભોંયરામાંથી થોડો દેવતા લાવ્યા. શિવદયાળે દેવતા સળગાવ્યો અને ત્રણે કટકા બળીને ઠુંઠા રહ્યાં. મહાત્માએ ઠુંઠાને જમીનમાં અર્ધાં દાટવાનો હુકમ કર્યો, તે પ્રમાણે શિવદયાળે કર્યું.

"હવે અહિં જો. આ પહાડોની તળેટીમાં નદી વહે

છે. તેમાંથી તારા મોંઢામાં પાણી ભરીને આ ઠુંઠાને પાણી પાજે. આ પહેલા ઠુંઠાને પાણી પાઇને પેલા ઘરધણીને શિખામણ દીધી તે યાદ કરજે; આ બીજાને પાણી પાતાં પાટા વાળનાર મજુરોની આપેલી સલાહ યાદ કરજે; તથા ત્રીજાને પાણી પાતાં ભરવાડોને આપેલી અકકલ યાદ કરજે. એમ પાણી પાતાં પાતાં જ્યારે આ ત્રણે ઠુંઠામાંથી આંબાના ઝાડ ઉગે, ત્યારે દુનિયામાંથી પાપ કેમ ઘટે તે તું સમજી શકીશ અને ત્યારે તારાં પાપ સાફ થઈ જશે. "

આ પ્રમાણે હુકમ કરી મહાત્મા ઝુંપડીમાં ચાલ્યા ગયા. શિવદયાળ મહાત્માની વાતોનો વિચાર કર્યા કરે પણ કંઈ સુઝે નહિ. તોપણ તેણે મહાત્માના હુકમને બરાબર અમલમાં મૂકવા માંડયો.

(૮)

શિવદયાળે નદીએ જઇ મોંઢામાં પાણી ભર્યું. ને પેલાં ઠુંઠાને પાણી પાયું. વારે ઘડીએ નદીએથી મોંઢામાં પાણી લઈ આવીને બધાં ઠુંઠાને પાણી પાય. અંતે તે થાકી ગયો અને બહુજ ભૂખ્યો થયો. તેથી પેલા મહાત્મા કને કંઇ ખાવાનું માગવા તે ભોંયરામાં ગયો.

બારણું ઉઘાડી અંદર પેઠો તો તે મહાત્માને મરેલા દીઠા. જમીનમાં ખાડો ખોદી દાટવાનો વિચાર કરે છે એવામાં પાસેના ગામડામાંથી કેટલાક માણસો ખાવાનું લઇ ત્યાં આવી પહોંચ્યા. તેમણે મહાત્માને મરેલા જાણી દાટવાના કામમાં મદદ કરી અને શિવદયાળને ખાવાનું આપ્યું.

ત્યારપછી તેમણે બધાએ શિવદયાળને મહાત્માની ગાદી સોંપી. શિવદયાળ તે સ્થાન કબૂલ કરી મહાત્માના ભોંયરામાં રહ્યો; અને લોકો જે ખાવાનું લાવતા, તેટલેથી પોતાનો નિર્વાહ ચલાવતો તથા નદીએથી મોંઢામાં પાણી લાવી રોજ પેલા ઠુંઠાને પાતો. આ આજ્ઞા તેણે બરોબર પાળી.

આ પ્રમાણે એક વરસ પસાર થયું. ઘણા જણ તેની પાસે આવવા મંડ્યા, અને તેની પવિત્રતાનાં વખાણ થવા લાગ્યાં, કે એક મહાત્મા મોંઢામાં પાણી ભરી પહાડ ચઢીને બળેલાં ઠુંઠાને પાણી પાય છે. મોટા મોટા વેપારીઓ તેની પાસે આવી કીંમતી ભેટો મૂકવા મંડ્યા. શિવદયાળ પોતાને જરૂર હોય તેટલુંજ લેતો. વધારે જે કાંઇ તેને મળતું તે એ ગરીબોને વહેંચી દેતો. આમ શિવદયાળના દિવસો પસાર થવા માંડ્યા. અર્ધો દિવસ પાણી પાવામાં જતો ને અર્ધો દિવસ તેનાં દર્શને આવતા તેમની સાથે વાત કરવામાં જતો. આ પ્રમાણે રહેવાથી મારાં પાપો ધોવાશે એમ શિવદયાળ માનતો હતો.

બે વરસ પસાર થયાં. એણે એક દિવસ પણ નિયમ પ્રમાણે પાણી પાયા વિના પસાર થવા ન દીધો, તોપણ પેલાં ઠુંઠામાંથી ફણગો ફુટ્યો નહિ. એક દિવસ તે બેઠો છે, એવામાં કોઈ ઘોડેસ્વાર ગીત ગાતો ગાતો જતો હતો. તે તેને કાને પડ્યું. એ કોણ હશે એ જાણવા તે બહાર આવ્યો. સુંદર કપડાં પહેરેલો અને તેજી ઘોડા ઉપર સોનેરી જીન નાંખી બેઠેલો મજબૂત માણસ તેની નજરે પડ્યો.

તેને ઉભો રાખી શિવદયાળે પૂછ્યું:–"ભાઇ, તમે કોણ છો, અને કયાં જાઓ છો ?"

"હું લૂંટારો છું." તેણે ઉભા રહી જવાબ આપ્યો:— "માણસોને મારી હું તેમનો માલ લૂંટી લઉં છું. જેમ વધારે માણસોને મારૂં ને વધુ લૂંટ કરૂં તેમ મને વધુ આનંદ થાય છે."

શિવદયાળ ભયભીત થઈ ગયો ને વિચાર કરવા લાગ્યો, કે "આ માણસનાં પાપ કેમ ધોવાય ? મારી પાસે આવી જેઓ વગર પૂછયે પોતાનો દોષ કહે તેમને શિખમણ દેવી એ સહેલું છે; પણ આ માણસ તો પાપમાં આનંદ માને છે." શિવદયાળ તે વેળા તો કાંઇ બોલ્યો નહિ. મનમાં વળી વિચારવા લાગ્યો કે, "હું શું કરૂં ? જો આ ઠેકાણે રોજ લૂંટારો આવશે તો અહિં આવનારા માણસો બ્હી જશે અને આવશે નહિ. આથી તેમનું અજ્ઞાન દૂર કરવાનો સંજોગ દૂર થશે. અને વળી મારો ગુજારો કેમ કરવો એ મુશ્કેલી ઉભી થશે."

આવો વિચાર કરી તે ચોરને ફરી કહેવા લાગ્યો: "મારી પાસે આવી માણસો પોતાનાં પાપોનો પસ્તાવો કરે છે, અને તેની ક્ષમા માગે છે. ઈશ્વરથી બ્હીને તું પણ પસ્તાવો કર. જો તારે પાપમાંથી નીકળવું ન હોય તો અહિંથી જતો રહે, અને ફરી આવીશ નહિ. તારા ધાકથી બીજા માણસો આવતાં અટકે એવું ન કરીશ. મારૂં કહેવું નહિ માને તો પ્રભુ તને સજા કરશે."

લૂંટારો તો આ સાંભળીને હસી પડયો અને બોલ્યો, "મને કંઇ ઇશ્વરની બ્હીક નથી. ભાઇ, તું કાંઈ મારો ધણી નથી, કે હું તારૂં કહેવું માનું. હું લૂંટનો ધંધો કરી ગુજારો કરૂં છું, તો તું પવિત્ર રહી ગુજારો કરે છે. આપણે જેમ તેમ કરી ગુજારો કરવો એટલો નિયમ છે. જે ઘરડી ડોશીઓ આવે તેને તારો ઉપદેશ કરજે. પણ મને તારે શિખામણ દેવી નહિ. તેં ભગવાનનું નામ લીધું છે તો કાલે વળી બે વધારે માણસો મારીશ. હું તને પણ આજે તો મારી નાંખત, પણ જવા દઉં છું. મારી આડે બીજી વાર આવીશ માં."

લૂંટારો તો આમ ધમકાવીને ચાલ્યો ગયો. તે પાછો આવ્યો નહિ. એમ કરતાં શિવદયાળનાં આઠ વર્ષ સુખ શાંતિમાં પસાર થઇ ગયાં.

(૯)

એક દિવસ જમીનમાં વાવેલાં ઠુંઠાને નિત્યનિયમ પ્રમાણે પાણી પાઇ આવીને શિવદયાળ પોતાના ભોંયરામાં પાછો ગયો. અને બેઠો બેઠો બહારથી માણસો તેને સારૂ ખાવાનું લઈ આવે એની રાહ જોવા લાગ્યો. પણ આખા દિવસમાં એકે જીવ ફરકયો નહિ. સાંજ સુધી રાહ જોયા પછી જ્યારે કોઇ ન આવ્યું, ત્યારે તે મનથી બહુજ દુઃખી થયો. એમ કરતાં પોતાની સ્થિતિનો વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં તેને ચોરની વાત યાદ આવી:—

"ચોર ચોરી કરીને પેટ ભરે છે ને હું પવિત્રતાનો વેશ ધરી પેટ ભરૂં છું! મારી જીંદગીમાં હું શું આગળ

વધ્યો? સાધુએ તો મને તપ કરવા કહેલું. પણ મારૂં તપ તો પેટ ભરવા સારૂ છે. વળી લોકોના વખાણ સાંભળવાનું મને ગમે છે. ને લોભ તો એવો લાગ્યો છે કે માણસો મારી પાસે નથી આવતા તો હું દુ:ખી થઇ જાઉં છું. જ્યારે તેઓ આવે છે ત્યારે હું રાજી થાઉં છું. કારણ કે તેઓ મારી સ્તુતિ કરે છે. એવું જીવન સાધુતાની નિશાની નથી. માનના લોભથી હું આડે રસ્તે નીકળી ગયો. મારાં પુરાણાં પાપનો પશ્ચાત્તાપ તો હજુ નથી કર્યો; પણ આ તો ઉલટાં બીજાં વધારે પાપ કરૂં છું."

ઉપર પ્રમાણે વિચાર કરીને શિવદયાળે તે ભોંયરૂં છોડયું. માણસો ન દેખે એવે ઠેકાણે ગુફામાં જઇને તે રહ્યો. ત્યાં વળી એક દિવસે તેને આગળ મળેલો ચોર મળ્યો. તેને જોઈ શિવદયાળે ભાગવા માંડયું. પણ ચોરે તેને પકડી લીધો. ચોરે પૂછયું:—"કયાં ભાગો છો? ભાઈસાહેબ!" શિવદયાળે જવાબ આપ્યો કે, "લોકો મને ન દેખી શકે એવે સ્થળે જાઉં છું." ચોર આ સાંભળી બહુજ નવાઇ પામ્યો.

"જો લોક તારી પાસે નહિ આવે તો તારો ગુજારો કેમ ચાલશે?" ચોરે પૂછયું. આટલું પૂછી તે ચાલતો થયો. શિવદયાળે આ બાબત વિચારજ નહોતો કર્યો. ચોરના જવા પછી તે વિચારવા લાગ્યો, કે "એણે મારી ખબર પૂછી. મેં તો એના જીવન સંબંધી ખબર પૂછયા નથી. હવે એને પોતાના ધંધાનો પશ્ચાત્તાપ થતો હશે તો? આજે એ માયાળુ જણાય છે. મને લગારે ધમકી આપી નથી." આમ

વિચારી તેણે ચોરને બૂમ પાડી ઉભો રાખ્યો અને તેની પાસે જઇ કહ્યું:—"ભાઈ, મારૂં તો ઇશ્વરેચ્છા હશે તેમ થશે. પણ તારે હવે તારા પાપનો પશ્ચાત્તાપ કરવો પડશે. પ્રભુની સત્તાથી તું છૂટી શકે એમ નથી."

ચોરે ઘોડો ફેરવ્યો ને પોતાની ભેઠમાંથી એક છરો કાઢી તેને મારવા દોડયો.



શિવદયાળ તો ભયભીત થઇને ઝાડીમાં ભરાઇ ગયે; એટલે ચોર બૂમ પાડી બોલ્યો:—"બે વાર તું મારી આડે આવ્યો છે અને મેં તને જવા દીધો છે, પણ હવે ત્રીજી વાર હાથમાં આવ્યો કે મૂઓજ સમજજે."

આમ બોલી ચોર ચાલ્યો ગયો.

સાંજે નિત્યનિયમ પ્રમાણે શિવદયાળ ઠુંઠાઓને મોઢા વડે પાણી પાવા ગયો તે વખતે

## એક ઠુંઠામાંથી ડાળું ફુટેલું દીઠું.

(૧૦)

આ પ્રમાણે શિવદયાળ એકલો માણસોની નજર બહાર રહેવા લાગ્યો. ત્યાં જંગલમાંથી કંદમૂળ કાઢીને પોતાનું પેટ ભરતો હતો. એક દિવસ કંદમૂળ વાસ્તે જતો હતો, ત્યાં એક ઝાડની ડાળે એક ટોપલીમાં રોટલીઓ ટાંગેલી દીઠી. ઈશ્વરનો આભાર માની તેણે એ રોટલીઓ લીધી. હવેથી રોજ એ પ્રમાણે રોટલીઓ મળવા લાગી. અને રોજ ઈશ્વરના ગુણ ગાઈને તે રોટલીઓ ખાવા લાગ્યો.



એમ કરતાં દશ વર્ષ વીતી ગયાં. પહેલાં એકજ ઠુંઠામાંથી ઝાડ ઉગવા લાગ્યું. અને તેમાંથી સુંદર આંબાનું ઝાડ થયું. બીજાં બે ઠુંઠા એમ ને એમ રહ્યાં. એક દિવસ સાંજે પોતાનું કામ કરી શિવદયાળ બેઠો બેઠો વિચાર કરે છે કે—“ મેં તો પાપ કર્યાં છે. મને મોતની બ્હીક લાગે છે. પ્રભુની ઈચ્છા

હોય તો મારાં પાપો મરવાથી પણ બળી જાય." હજી તો તે આવો વિચારજ કરે છે એટલામાં પેલો ચોર ભોંયરાની બહાર અપશબ્દો બોલતો સંભળાયો. શિવદયાળે મનમાં ઠરાવ કર્યો કે "પ્રભુ સિવાય કોઇ સારૂં કે નરસું કરી શકે એમ નથી." આવા ઠરાવથી દ્દઢ થઇ તે ચોરને મળવા ગયો.

તેને માલમ પડયું કે ચોર એકલો નહોતો. પણ તેની વાંસે ઘોડા પર એક માણસને બાંધ્યો હતો, તેને તે ગાળો દેતો હતો, અને ધમકાવતો હતો. આ જોઇ શિવદયાળ તેની પાસે ગયો. ઘોડાને ઝાલી ઉભો રહ્યો. અને તેને પૂછયું, "આ માણસને તું કયાં લઇ જાય છે?" ચોરે કહ્યું, "હું એને જંગલમાં લઈ જાઉં છું. એ ધનવાનનો દીકરો છે. પોતાના બાપની પૂંજી કયાં છે તે એ મને કહેતો નથી. જયાં સુધી મને એ વિષે ન કહે ત્યાં સુધી તેને બાંધીને મારવાનો મેં ઠરાવ કર્યો છે."

આટલું બોલી ચોરે ઘોડાને હાંકવા માંડયો. પણ શિવદયાળે ઘોડાને ઝાલી રાખ્યો. તેણે કહ્યું, "આ માણસને છોડી મૂક." ચોરને આ સાંભળી ગુસ્સો ચઢયો. તેથી પોતાનો છરો કાઢી બોલ્યો, "તારા પણ આવાજ હાલ કરૂં કે? મેં તને મારી નાંખવાનું કહ્યું છે એ ભૂલી ગયો કે?"

શિવદયાળને કંઇ બ્હીક ન લાગી. તે બોલ્યો:—"તું આને જવા દે. હું તારાથી બ્હીતો નથી. હું એક પ્રભુથીજ બ્હીઉં છું. પ્રભુ મને કહે છે કે મારે તને ન જવા દેવો. આ માણસને છોડી મૂક." ચોરે દાંત પીસ્યા. છરાથી દોર-

ડાંના બંધ કાપી નાંખ્યા અને પેલા વેપારીના છોકરાને છોડી મુકયો. અને કહ્યું, "જાઓ, ભાગો. તમારૂં મોત ભમે છે. મારી નજરે ફરીથી ચઢ્યા તો આવી બન્યું છે, એ ખચીત માનજો."

ધનવાનનો દીકરો દોડીને જંગલમાં સંતાઇ ગયો. ચોરે ચાલવા માંડ્યું, કે વળી તેને શિવદયાળે કહ્યું, "ભલા માણસ, પાપી ધંધો છોડી દે. શા માટે નર્કમાં જવાનાં કામ કરી રહ્યો છે? પ્રભુમાં તારૂં ચિત્ત જોડી દે; તે તારાં પાપોની ક્ષમા બક્ષશે." ચોર ઉભો રહીને આ બધું સાંભળી રહ્યો, અને તે પછી ધીરે ધીરે વિચાર કરતો ચાલ્યો ગયો. સવારે ફરીથી ઠુંઠાને પાણી પાવા ગયો, ત્યારે શિવદયાળે

બીજા ઠુંઠામાંથી ફણગો ફુટેલો દીઠો.

(૧૧)

બીજાં દશ વરસ પણ પસાર થઈ ગયાં. શિવદયાળ હજી જીવે છે. હવે તેને કોઇ પ્રકારની કામના રહી નથી. તે નિર્ભય થઇ ગયો છે. તેનું હૃદય આનંદમાં મસ્ત રહે છે. એક દિવસ તે વિચારે છે, કે "પ્રભુએ માણસને કેવું સુખ આપ્યું છે?! તેમ છતાં તેઓ ડાલાં ઠાલાં દુ:ખી થાય છે. અખંડ આનંદ છોડી તેઓ દુ:ખનેજ વળગી રહે છે." આવો વિચાર, કરતાં તેને માણસનાં પાપો યાદ આવ્યાં. તેઓ હાથે કરી કેમ દુ:ખ વહોરી લે છે એ પણ તેને યાદ આવ્યું. તેને તેમની દયા ઉપજી.

તે મનમાંજ નિશ્ચય કરી ઉઠયો, "મારે અહિં નિરાંતે

રહેવું એ ખોટું છે. અજ્ઞાનીઓને સત્ય સમજાવવા મારે બહાર જવું જોઇએ.” આ નિશ્ચય થતાંની સાથેજ લૂંટારાને પસાર થતો દીઠો. તે સમજાવ્યો સમજતો નથી, તેથી તેને કહેવાનો પ્રયત્ન કરવો વ્યર્થ છે, એમ વિચાર કરે છે એટલામાં વળી પોતાના આગળના નિશ્ચયની વાત યાદ આવી, એટલે ઉઠીને રસ્તે લૂંટારાની પાસે ગયો.

લૂંટારો ગમગીનીથી નીચી દષ્ટિએ ચાલતો હતો. તેને જોયો કે શિવદયાળનું દિલ પીગળી ગયું. તેની પાસે જઈ બોલ્યો:—“ભાઇ જાગીને જો. તારા દિલમાં ઇશ્વરનો વાસો છે. કપટ રૂપી પડદાને લીધે તે તારી દષ્ટિએ નથી પડતો. એ કપટ વડે તું દુ:ખી થાય છે; બીજાને દુ:ખી કરે છે; અને હજુ તું બહુ દુ:ખી થઈશ. પ્રભુની તારી ઉપર કેવી દયા છે! ભાઇ એનો અનાદર ન કર. તારૂં જીવન ઇશ્વર સન્મુખ કર.

એ સાંભળી લૂંટારો બાજુએ ફરી કડવું મ્હોં કરી ચાલવા લાગ્યો. છતાં શિવદયાળે તેને ન છોડયો, તેને નમીને તે રડી પડયો. લૂંટારાએ પોતાની આંખ ઉંચી કરી, અને તેની સામે એકીટશે જોઈ રહ્યા. પણ અંતે તે ઘોડા ઉપરથી ઉતરી પડી શિવદયાળને પગે પડયો, અને બોલ્યો:—

“વૃદ્ધ મહાત્મા, તમે મને જીતી લીધો છે. વીશ વર્ષ સુધી મેં તમારી સાથે ઝઘડો કર્યો. પણ અંતે હું હાર્યો છું. હવે પછી આ દેહ ઉપર મારો કાબૂ નથી. તમારી ઇચ્છામાં આવે એવી આજ્ઞા કરો. જ્યારે પ્રથમ તમે મને

ઉપદેશ કર્યો ત્યારે મને સમજણ આવવાને બદલે વધારે ગુસ્સો ચઢયો હતો. પણ જ્યારે તમે માણસોથી વેગળા જઈ એકાંત વાસ ધારણ કર્યો, ત્યારે મારૂં મન પીગળ્યું. તમે નિષ્કામ છો એવી મારી ખાત્રી થઈ. ત્યારથી મને તમારા શબ્દોની અસર થવા માંડી, તે દિવસથી ઝાડ ઉપર હું રોજ રોટલી બાંધું છું."

હવે શિરદયાળને યાદ આવ્યું, કે "આરસી સાફ કરવા સારૂ પહેલાં તે લૂછવાનું લુગડું સાફ કરવું જોઇએ. જ્યારે મારૂં હૃદય સાફ થયું ત્યારે બીજાઓનાં હૃદય પણ હુ સાફ કરી શકુ છું. જ્યારે મને મોતની બ્હીક ન રહી ત્યારે લૂંટારાનું દિલ પીગળી ગયું. ચાક ઉપર ચઢાવવા લોઢાના પાટા વાળવા સારૂ પ્રથમ તો એનું



ચોકઠું મજબૂત કરવું જોઇએ. જ્યારે મેં મારૂં દિલ પ્રભુમાં લગાવી મજબૂત કીધું ત્યારે ચોરનું તોફાની મન પણ શાંત થઇ ઠામ બેઠું."

ચોરે કહ્યું "જ્યારે તમને મારી દયા આવી, અને મારી પાસે રડયા ત્યારે મારૂં મન ઇશ્વર ભણી વળ્યું."

શિવદયાળનો ચ્હેરો આનંદથી પ્રફુલ્લિત થઇ ગયો, અને ચોરને લઇને પેલાં ઠુંઠા આગળ ગયો. તે વખતે તેમણે પેલા

ત્રીજા ઠુંઠામાંથી પણ ફણગા ફુટેલા દીઠા.

શિવદયાળે ફરી ભરવાડનો કિસ્સો યાદ કર્યો. 'જ્યારે તેમણે ભારે અગ્નિ ચેતાવ્યો ત્યારેજ લીલાં લાકડાં સળગવા માંડયાં. જ્યારે મારૂં દિલ બીજાનાં દુઃખથી બળવા માંડયું ત્યારે બીજાને પણ તેની આંચ લાગી.' આથી તે બહુ રાજી થયો કેમકે હવે તેનાં પાપ બળીને ભસ્મ થઈ ગયાં હતાં.

પોતાની તમામ વીતેલી વાત શિવદયાળે પેલા લૂંટારાને કહી. પોતાને સત્યવાનનાં દર્શન થયાં એવી તેની ખાતરી થઇ. તેને બાપના શબ્દો યાદ આવ્યા, કે "જે અત્યંત ભાગ્યશાળી હોય તેનેજ સત્યવાનનાં દર્શન થાય." સત્યના પ્રતાપથી દેખીતા અસંભવિત બનાવો પણ બની શકે છે એવી તેની ખાત્રી થઈ.

પ્રિય વાંચનાર! આજના જમાનામાં પણ જે માણસ સત્યને અનુસરે તે એવા ચમત્કાર જોઈ શકે છે એ સંદેહ રહિત છે.






(૧)

એક ગામડિયા બ્હેનને તેની મોટી શહેરી બ્હેન એક દહાડો મળવાને આવી. મોટી બ્હેન એક શહેરી દુકાનદારને અને નાની બ્હેન એક ખેડુતને પરણી હતી. બંને બ્હેનો એક દિવસ વાળુ કરતી કરતી વાતે ચઢી. મોટી બ્હેન શહેરની જીંદગીની બડાશ મારવા લાગી. પોતે કેવી સારી રીતે રહે છે, રહેવાને કેવું સારૂં મકાન છે, છોકરાને અને પોતાને

કેવાં મજાનાં કપડાં પહેરવાને મળે છે, કેવું કેવું ખાવાનું મળે છે, વરા, જમણવાર, નાટક, મેળા વિગેરેમાં જતાં કેવી મોજ પડે છે—એ બધું તેણે રસથી કહી સંભળાવ્યું.

નાની બ્હેનને આથી ચટકો લાગ્યો. તે વેપારી જીંદગી વખોડવા લાગી અને ખેડુતની જીંદગીને વખાણવા લાગી. તે બોલી કે "હું તો આ જીંદગીને છોડીને તારી જીંદગી ભોગવવાનું પસંદ કરૂં નહિ. અમે ગરીબ ભલે રહ્યાં, પણ અમારે કાંઇ વ્યાધિ નથી. તમે વધારે ઠાઠથી રહેતાં હશો. પણ તેથી ઝાઝું કમાવાની હાયવોય તમારે કરવી પડતી હશે. અને ઝાઝું કમાવા જતાં ઝાઝું ખોઇ પણ બેસો. આજે તમે શાહુકાર થઇ ફરો, પણ કાલે તમારે ભીખ માંગવી પડે એવો અવસર પણ આવે. અમે કદિ ધનાઢ્ય નહિ થઈએ તે બરોબર, પણ અમને પેટપૂરતું રોજ મળી રહેશે."

"પેટપૂરતું મળી રહેશે ?" મોટી બ્હેન બોલી ઉઠી. "ઓહો તેમાં તે શું સંભળાવ્યું ? કૂતરાં બિલાડાંને જેમ મળી રહે છે તેમ તમને પણ મળે; પણ નહિ તમે નાતના કે જાતના, નહિ રીતના કે ભાતના. તારો ધણી બિચારો ગમે તેટલી મહેનત કરશે છતાં તમે રહેવાનાં ઉકરડામાં. અને મરવાનાં ઉકરડામાં. અને તમારાં છોકરાંઓનું પણ તેમજ."

"તેમાં શું થઈ ગયું ! નાની બ્હેને હિંમતથી જવાબ વાળ્યો. "અમે ભલે તેવાં રહ્યાં, પણ અમારે નિરાંત છે. અમારે નથી કોઇની પાસે વાંકા વળવાનું, કે નથી કોઇની

દહેશત. તમને શહેરના રહેવાસીઓને ઘણીએ લાલસા હોય છે. આજે તારી હાલત સારી છે; અને કાલે તારા ધણીના મગજમાં ભૂત ભરાય, તો જુગાર, દારૂ કે સ્ત્રીઓના ફંદામાં ફસાઇ બધું ગુમાવી દે. કેમ, ખરૂં કે નહિ?"

પ્રેમો પટેલ (નાનીનો ધણી) ઓટલા પર પડયો પડયો બધું સાંભળતો હતો. તે વિચાર કરવા લાગ્યો કે "આ વાત ખરી છે. જો માણસ બાળપણથી મહેનત કરતાં અને ધરતીનાં ઢેફાં ભાંગતાં શીખ્યો હોય તો પછી તેના મગજમાં ભૂત ભરાતું નથી, પણ મારે મુશ્કેલી એ છે કે મારી પાસે પૂરતી જમીન નથી. જો મારે જોઇએ તેટલી જમીન હોય તો પછી હું બાબરા ભૂતનીયે પરવા ન કરૂં."

બંને બ્હેનો વાળુ કરી પરવારી સૂઇ ગઇ. શેરીમાંથી બાબરો ભૂત પસાર થતો હતો. તેણે પ્રેમા પટેલના વિચાર જાણ્યા અને મનમાં બોલ્યો કે "આ પટેલને મારી સાથે મેદાન પડવાનો ગર્વ થયો છે. ઠીક છે, હું તેને જોઇએ તેટલી જમીન આપું અને પછી જોઉં કે તે શું કરે છે!"

(૨)

તે ગામની નજીકમાં આશરે ૩૦૦ એકર જેટલી જમીન એક શેઠીઆના તાબામાં હતી. તે શેઠીઓ આસપાસના ખેડુતો સાથે સારી રીતે રહેતો હતો. પણ તેણે એક નવો કારકુન રાખેલો તે બધા પાડોશીઓને બહુ સતાવવા લાગ્યો. કોઇનાં ઢોર છૂટી તેની જમીનમાં આવે તો દંડ કરાવતો. પ્રેમો પટેલ બહુ સંભાળીને રહેતો છતાં તે તેના

સપાટામાં આવી જતો. આથી તે બહુ કંટાળી ગયો હતો. એવામાં તેને ખબર મળ્યા કે પેલા ૩૦૦ એકર વેચવામાં આવનાર છે અને કોઇ જમીનદાર તેને ખરીદી લેવા માગે છે. આથી ખેડુતો બધા ચિંતામાં પડયા. તેઓ વિચારવા લાગ્યા, કે "આ તો ઉલામાંથી ચૂલામાં પડવા જેવું થશે. નવો જમીનદાર આપણાં લોહી ચૂસી નાંખશે. આપણાથી બીજે કયાંય ચાલ્યા જવાશે નહિ."

આથી ગામના બધા ખેડુતો મળી શેઠીઆ પાસે ગયા અને તેને વિનંતિ કરી, કે પેલી જમીન જમીનદારને વેચવાને બદલે અમનેજ વેચો પોતે વધારે કિમ્મત આપવા તૈયાર થયા. શેઠીઆએ તે વાતની હા કહી. પછી ખેડુતો બધા સાથે મળીને તે જમીન ખરીદી લેવાનો વિચાર કરવા એકઠા થયા. ઘણીએ મસલત કરી, પણ પેલો બાબરો તેઓને લઢાવી મારતો, એટલે તેઓ કાંઇ નીવેડા પર આવી શકયા નહિ. આખરે એવું નકકી થયું, કે સૌ પોતપોતાને માટે ગમે તેટલી જમીન ખરીદે. આ વાત પણ શેઠીઆએ કબૂલ રાખી. પ્રેમા પટેલે સાંભળ્યું કે તેના પાડોશીએ સાઠ એકર જમીન ખરીદી લીધી છે, અને તેણે અડધા પૈસા આપી બાકીના બે વરસ સુધીમાં ભરી દેવાનાં લખત પણ કરી દીધાં છે. પ્રેમા પટેલના મનમાં થયું કે આ બધા જમીન ખરીદી લેશે અને હું રહી જઇશ. આથી તેણે પટલાણીને બોલાવી કહ્યું:

"આ બધા જમીન ખરીદવા મંડયા છે. આપણે પણ

ત્રીસેક એકર ખરીદીએ. એ વિના છૂટકો નથી. કોઇ જમીનદારને પનારે પડયા તો દંડ ભરતાં કૂચો નીકળી જશે.”

બંનેએ જમીન લેવી એવો ઠરાવ કર્યો. સોએક રૂપિયા સંઘરી રાખ્યા હતા. બાકી વાછરડો વેચ્યો, કાંઇક દાણો વેચ્યો, છોકરાને નોકરીએ રખાવ્યો, અને એમ કરીને થોડાક બીજા રૂપિયા ભેગા કર્યા. આમ જમીનની અડધી કિમ્મત તો ભેગી કરી. પછી પ્રેમા પટેલે સારી, થોડી ઝાડીવાળી પચાસેક એકર જેટલી જમીન પસંદ કરી અને શેઠીયા પાસે સોદો કરવા ગયો અને થોડા પૈસા આપી ખત બનાવ્યાં, અને બાકીના પૈસા બે વરસે પૂરા કરવાની શરત કરી આપી.

પ્રેમા પટેલ હવે પોતીકી જમીન ઉપર રહેવા લાગ્યા. બીયાં ઉછીના લઈ નવી જમીનમાં વાવેતર કર્યું અને મજાનો પાક ઉતાર્યો. એકજ વરસમાં તેણે દેવું બધું ખલાસ કર્યું, અને પોતે જમીનદાર થઇ બેઠો. ઢોરાંને પણ પોતાની જમીનમાં ચરાવવા લઇ ગયો. જે ઘાસ વધતું, તેની ગંજી ખડકવા લાગ્યો. બળતણ પણ બીજે કયાંયથી લાવવાનું ન રહ્યું. પોતાનું ખેતર, પોતાની વાડી, પોતાનાં ઢોર એ બધું જોઇને પટેલનાં કાળજાં ટાઢાં થયાં. જમીન તેના હાથમાં આવ્યા પછી તેનો રંગ ઓર થઇ ગયો.

(૩)

પ્રેમા પટેલ હવે સુખે રહેવા લાગ્યા. માત્ર જો આડોશીપાડોશીઓનાં ઢોરઢાંખર જમીનમાં દાખલ થઈ તેને પજવતાં ન હોત તો તેના જેવો સુખિયો કોઈ નહોતો.

તેણે બધાંને બહુ ચેતવણી આપી પણ તેની કનડગત અટકી નહિ. કોઇ દહાડો કોઇની ગાય તો કોઇ દિ કોઈનું ઘોડું જમીનમાં દાખલ થઇ જાય. અને ઘઉં વગેરેનો કચ્ચરઘાણ વાળી નાંખે. પ્રેમા પટેલે બહુએ વાર તેના પાડોશીઓને ચેતવણી આપી જવા દીધા. પણ અંતે તે કાયર થયો. તેથી કોર્ટે ચઢવાનું તેણે ધાર્યું. તે જાણતો હતો કે કોઇ જાણી જોઇને ઢોરને છોડી મૂકતું નથી; છતાં તેણે વિચાર કર્યો, કે "દરરોજ આવું કેમ પાલવે ? એમ ને એમ ચલાવવા દઉં તો મારો બધો પાક ખલાસ થાય, માટે તેમને શીખ દીધા વિના ચાલે તેમ નથી."

આથી તેણે હવે દર વેળા કોર્ટે ચઢવાનું શરૂ કર્યું. ઘણાએ ખેડુતોને—એક વખત, બે વખત અને પછી ઘણીએ વાર દંડ કરાવ્યા. આથી ખેડુતો બધા ચિદાયા, અને પ્રેમા પટેલને જાતજાતની હરકત કરવા લાગ્યા. એક રાત્રે એકે તેની જમીનમાં આવી બધાંએ બાવળનાં ઝાડ પાડી નાંખ્યાં અને તેની છાલ લઇને ચાલતો થયો. પ્રેમા પટેલે સ્હવારે ઉઠી ફરતાં ફરતાં જોયું તો એકે બાવળનું ઝાડ રહ્યું નથી. તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે મનમાં બબડયો કે "જો આ ચોર પકડાય તો પછી તેના પૂરા હાલ કરૂં."

પટેલ વિચારવા લાગ્યા, કે "એ તે કોણ હશે ?" આખરે તેને સૂઝી આવ્યું કે તે કામ પેલા જસા પટેલનુંજ છે. તે જસાના વાડા આગળ ગયો, આમ તેમ ડોકીયું કર્યું, પણ છાલ ક્યાંય નજરે ચઢી નહિ; છતાંએ લેવાદેવા વિના

જસા સાથે વઢી પડ્યો. જસાએજ આ કામ કર્યું એવી તેને ખાતરી થઈ, અને ફરિયાદ માંડી. કોર્ટે ખૂબ તપાસ કરી પૂરાવો નહિ મળતાં તેને છોડી મૂક્યો. પ્રેમો પટેલ તો ગુસ્સાથી બેબાકળો બની ગયો, અને પોલિસ પટેલ, ન્યાયાધિશ બધાની સાથે તકરાર કરી પડ્યો. તે ધમકાવવા લાગ્યો, કે "તમે બધા ચોરની રક્ષા કરો છો, જો તમે પ્રમાણિકપણે રહેતા હો તો તેને જતો કરોજ નહિ." આમ પ્રેમો પટેલ તેના આડોશીપાડોશી ને અમલદારો બધાની સાથે કજીયો કરી બેઠો. પાડોશીઓ તો એટલા ચિઢાયા કે તેનું ઘર તથા વાડો વગેરે બાળી નાંખવાની ધમકી દેવા લાગ્યા. નવી જમીન ખરીદવાથી પ્રેમાને જમીનમાં તો ઘણોએ માર્ગ થયો, પણ તેને માટે દુનિયામાં ક્યાંય માર્ગ ન રહ્યો.

આમ ચાલતું હતું તેવામાં એવી વાત ફેલાઇ કે બધા માણસો નવી જગ્યા ઉપર રહેવા જાય છે. પ્રેમાએ આ વાત સાંભળી. તેણે વિચાર્યું, કે "આપણે તો આ જમીન છોડવી નહિ. આસપાસના લોકો જો અહિંથી નીકળે તો પીડા ઓછી થાય. હું તેઓની જમીન ખરીદી લઉં અને પછી સુખે રહું."

એક દિવસ પ્રેમા પટેલ ઘેર હતા. ત્યાં કોઇ એક મ્હેમાન ચઢી આવ્યો. તેની તેણે પરોણાગત કરી અને રાત રહેવા આગ્રહ કર્યો. રાત્રે બંને વાતો કરવા બેઠા. ક્યાં રહેવું, ક્યાંથી આવો છો વગેરે સવાલો પ્રેમાએ પૂછ્યા. વાતમાં ને વાતમાં તે મુસાફરે કહ્યું, કે "હું દક્ષિણમાંથી આવું છું.

તે હજુ વસતુંજ જાય છે. ત્યાં જમીન બહુજ સોંઘી મળે છે. અને એટલી તો રસાળ છે કે જો અજાણતાં દાણો જમીન પર પડયો હોય તો તે પણ ઉગી નીકળે છે. અને એક ડુંડામાંથી ખોબા જેટલુ અનાજ નીકળે છે. ત્યાં હમણાં એક તદ્દન નિર્ધન ખેડુત આવ્યો હતો તેણે એક વરસ બરોબર મહેનત કરી તેમાં તો તે થોડી જમીન અને કેટલાંક ઢોરો પણ ખરીદી શકયો.

પટેલ આ સાંભળી ખૂશખૂશ થઇ ગયા, અને વિચારવા લાગ્યા, કે: "જો સોંઘી જમીન મળતી હોય તો આપણે આવી ખીચોખીચ વસ્તીમાં શા માટે રહેવું? હું મારાં ઘરબાર વેચી નાંખીશ અને ત્યાં જઇને નવાં ઘરબાર વસાવીશ. અહિં રોજ વસ્તી વધતી જાય છે. અને તેથી મારે દિવસે દિવસે વધારે મુશ્કેલીઓ વેઠવી પડશે. માટે ચાલ, પહેલાં તો તે જગ્યા જોઈ આવું."

પછી મહા મહિનો આવ્યો ત્યારે તે નવી જમીન જોવાને ચાલી નીકળ્યો. થોડેક સુધી ગાડી, થોડેક સુધી પગે એમ મુસાફરી કરતાં કરતાં દોઢસોક ગાઉ કાપ્યા, ત્યારે પેલા મ્હેમાને કહેલી જગાએ તે પહોંચ્યો.

અહિં આવી તેણે જોયું, તો જેવું વર્ણન સાંભળ્યું હતું તેવુંજ બધું દેખાયું. ખેડુત આનંદથી રહેતા હતા અને કલ્લોલ કરતા હતા. દરેકને ત્રીસ ત્રીસ એકર જમીન આપવામાં આવી હતી. જે કોઈ નવું રહેવા આવતું તેને લોકો બહુ આવકાર આપતા. ત્રીસ એકર કરતાં વધુ

જમીન કોઈ માણસ લેવા ધારે તો તે દોઢ રૂપિયે એકર લેખે ખરીદી શકતો.

પ્રેમાએ તમામ તપાસ કરી લીધી. તે બહુજ રાજી થઈ ગયો, અને ઘેર જઈ બધું આટોપી એકદમ પાછું આવવા ધાર્યું. બીજે વરસે બધું સંકેલી પેલા નવા દેશમાં જવા નીકળ્યો.

(૪)

પ્રેમા પટેલ નવી જમીન પર આવી પહોંચ્યા, એટલે પહેલાં તો તેમણે બધા પટેલોને જમાડયા. ત્રીસ એકર ઉપરાંત દોઢસોક એકર બીજી જમીન ખરીદી. ઘર બાંધ્યું. રહેવા લાગ્યા. નવાં ઢોર પણ લીધાં. જમીન બહુ રસાળ હોવાથી થોડા વખતમાં તો તે પૈસાવાળો થઈ ગયો, અને સુખચેનમાં રહેવા લાગ્યો. તે જ્યારે રહેવા આવ્યો ત્યારે તેણે ધાર્યું હતું કે અહિં વસ્તી બહુ થોડી છે તેથી આપણને ઠીક પડશે. પણ પ્રેમા પટેલનાં નસીબે થોડા વખત પછી ત્યાં પણ માણસો આવવા લાગ્યાં.

પહેલે વરસે તેણે ઘઉં વાવ્યા અને ઘણો જ સારો પાક મળ્યો. એટલે એને લોભ લાગ્યો. વધારે જમીન હોય તો વધારે પૈસા મળે એમ વિચારી તેણે વધુ જમીન લેવા ધાર્યું. પણ જમીન મળે નહિ, કેમકે બધી વેચાઈ ગઈ હતી.

જે માણસો પોતાની જમીન ખેડી શકે એવા નહોતા, તે ભાડે આપતા. આવી કોઇ જમીન ભાડે લેવા પ્રેમાને વિચાર થયો, તેથી તે વેપારી પાસે ગયો, અને થોડી જમીન એક વરસ માટે લઇ આવ્યો. થોડા દિવસ પછી તે વધારે

જમીન પોતાને નામે કેમ લેવાય તેના વિચારમાં પડયો.

આમ ને આમ ત્રણ વરસ ચાલ્યાં ગયાં. દરેક વરસે તે વધુ જમીન ભાડે લેતો અને તેમાં વાવેતર કરતો. દિવસે દિવસે તેની પાસે પૈસો ભેગો થવા લાગ્યો. થોડો વખત તેને નિરાંત વળી પણ પછી જમીન ભાડે લેવાનો તેને કંટાળો ઉપજવા લાગ્યો.

કોઇ જમીન વેચતું તો બધાએ ત્યાં દોડી જતા, અને એકદમ ખરીદી લેતા. તેથી પટેલને લાગ ફાવતો નહિ. આખરે તેણે એક વેપારી સાથે ભાગ રાખી એક વાડી ખરીદી અને તેમાં વાવેતર કર્યું. પણ જ્યારે ભાગ પાડવાનો વખત આવ્યો, ત્યારે કજીયો થયો. પટેલે વિચાર્યું, કે "આ જમીન મારા એકલાની હોય તો કેવું સારૂં! મારે કોઇના ઓશિયાળા રહેવું ન પડે." આથી તે જમીન લેવાની તજવીજમાં રહેવા લાગ્યો.

એક દિવસ તેને ખબર મળ્યા કે કોઇ ખેડુત મુશ્કેલીમાં હોવાથી પોતાની ૧૫૦૦ એકર જમીન બહુ સોંઘામાં વેચી નાંખે છે. એકદમ પેલા ખેડુત પાસે ગયો અને લખત કરી જમીન લખાવી લીધી. પ્રેમા પટેલના મનનું ધાર્યું થયું અને તેને ટાઢક વળી.

એવામાં કોઇ એક વેપારી મુસાફર તે ગામમાં આવી ચઢયો. તે પ્રેમા પટેલને ત્યાંજ ઉતર્યો એટલે બંને વાતો કરવા બેઠા. પટેલે પૂછ્યું, "તમે કયાંથી આવો છો?" તે વેપારીએ કહ્યું કે "હું જે સ્થળેથી આવું છું ત્યાંના લોકો

તદ્દન ભોળા અને ભલા છે, ત્યાં જમીન પાણીને મુલે વેચાય છે. મેં હજુ હમણાંજ એક હજાર રૂપિયામાં પાંચ હજાર જેટલી જમીન લીધી."

આ સાંભળી પટેલનું મન પાણીપાણી થઇ ગયું. તેણે પૂછ્યું કે "તમે તે જમીન શી રીતે ખરીદી ?" વેપારીએ જવાબ આપ્યો, "પહેલાં તો મુખીને વીસ પચીસ રૂપિયાની કિમ્મતનાં કપડાં વગેરે લઇ ગયો હતો તેનું નજરાણું આપ્યું, આથી તે ખૂશખૂશ થઇ ગયો. પછી જમીન માંગી તે મોઢેમાંગ્યે ભાવે આપી. મારી જમીન નદીના કાંઠા ઉપરજ છે. તેથી બહુજ સારો પાક મને મળશે." એટલું કહી તેણે ત્યાંના લોકો વિષે વાતો કરવા માંડી.

તેણે કહ્યું, "ત્યાંના માણસો ગાડર જેવાં ભોળાં છે. તમે જાઓ તો તમે પણ મારી માફક સોંઘામાં જોઇએ તેટલી જમીન મેળવી શકો. ત્યાં જમીનનો પારજ નથી." એમ કહી લીધેલી જમીનનો દસ્તાવેજ બતાવ્યોઃ પટેલે બધું ધ્યાન દઈને સાંભળ્યું. તેને વિચાર થયો કે "આમ છે, તો પછી મારે શા માટે ત્રણ ચાર ગણાં નાણાં ખરચવાં અને વળી ગળે દેવું લટકાવવું !"

(૫)

પ્રેમા પટેલ તે સ્થળે જવાનો રસ્તો વેપારીને પૂછી પોતાનાં બાયડી છોકરાંને પોતાની માલમત્તાની તપાસ રાખવા મૂકી લાંબી મુસાફરીએ નીકળી પડ્યો. શહેરમાંથી ભાતું લીધું. નજરાણાં જોગી ચીજો પણ ખરીદી લીધી. અને

પેલા વેપારીએ કહ્યું હતું તેમ મજલ દરમજલ કરતાં સાત દિવસે ત્રણસોક માઇલની લાંબી મુસાફરી કરી ધારેલી જગાએ આવી પહોંચ્યો.

તે દેશના લોકો ઝુંપડાં બાંધી નદીને કાંઠે રહેતા હતા. કોઇ કંઇ ખેતી કરતું નહતું. પટેલે ત્યાં જઇ જોયું તો ગાયો, ઘોડા અને બકરાનાં મોટાં ટોળાં ચરતાં હતાં. લોકોનો ખોરાક દહિં, દુધ, માંસાદિ હતો. આખો દિવસ તેઓ પોતાની વાંસળી વગાડતા અને તીર કામઠું લઇ શિકાર કરવામાંજ ગાળતા. તેઓ મુખ્યત્વે કરી ભીલની જાતના હતા, પરોણાચાકરીને તેઓ મોટો ધર્મ સમજતા. જેવા પટેલ તેઓની નજરે પડયા તેવા તેઓ બહુ ખૂશી થઇ ગયા અને બધા તેની આસપાસ વિંટળાઇ વળ્યા, અને કુંડાળું વળી બેઠા. પહેલાં તો પટેલે પોતાની પાસેથી તેઓને ખાવા આપ્યું. સૌ ખાઇ રહ્યા પછી પોતે જે ચીજો લાવ્યો હતો તે લોકોને વહેંચી આપી. લોકો રાજીરાજી થઇ ગયા. આ લોકોની ભાષા જુદીજ હતી. તેઓમાંનો એક પટેલની ભાષા થોડી ગણી સમજતો હતો તે બધાના કહેવાથી આગળ આવ્યો, અને બધા વતી પટેલનો તેણે આભાર માન્યો. આ શખ્સને દુભાષિયો નીમવામાં આવ્યો, અને તેની મારફત પટેલ તથા ત્યાંના લોકો અરસપરસ વાતો કરવા લાગ્યા.

દુભાષિયો લોકોના વતી પટેલને કહેવા લાગ્યો, કે "અમે બહુ ખૂશી થયા છીએ, અને તમારે શું જોઇએ છે

તે અમને કહો એટલે અમે તમારે માટે બનતું કરીએ."

પટેલે કહ્યું, "મારે અહિં સરસમાં સરસ જમીન જોઇએ છીએ. અમારા દેશમાં બહુ થોડી જમીન છે, અને છે તેમાં બહુ મહેનત કરવી પડે છે."

દુભાષિયે આ વાત કહી સંભળાવી. એ સાંભળી આ જંગલી લોકો ખૂબ બરાડા પાડવા મંડી પડ્યા. પ્રેમા પટેલના તો હાંજાજ ગગડી ગયા. તે એમજ સમજ્યો, કે આ લોકો મારા ઉપર ગુસ્સે થઈ ગયા છે. પણ તેટલામાં તેઓને પાછા હસતા જોયા, એટલે પટેલના જીવમાં જીવ આવ્યો. થોડીવારમાં તેઓ શાંત થયા એટલે પેલા માણસે કહ્યું, કે "આ લોકો બહુ ખૂશી થયા છે, અને કહે છે કે તમારે જોઇએ એટલી જમીન તમે લેજો. તમે ફક્ત અમને ઇશારો કરજો કે કયી જમીન તમારે જોઇએ છીએ."

થોડીવારમાં પાછા તેઓ અંદર અંદર વઢવા લાગ્યા. પટેલે પૂછ્યું તો તેને માલમ પડ્યું કે કેટલાક મુખીને પૂછયા વિના જમીન ન અપાય એમ કહેતા હતા, અને કેટલાક પૂછવાની કંઈ જરૂર નથી એમ કહેતા હતા.

(૬)

આમ વાતો ચાલતી હતી ત્યાં કંઈક ટાપટીપ વાળો એક માણસ છેટેથી આવતો જણાયો. તેને જોઈ બધા ચૂપ થઈ ગયા. પેલા દુભાષિયાએ પટેલને જણાવ્યું કે આ અહિંનો મુખી છે.

મુખી આવ્યો, એટલે બધા લોકોએ ઉભા થઇને તેને

માન આપ્યું. પટેલે તરતજ પોતાનો સામાન ખોલી એક સરસ ચીજ કાઢી તેને ભેટ આપી. મુખીએ તે વિનયથી સ્વીકારી અને પોતાને લાયક સ્થળે બેઠા. લોકોએ બધી વાત તેને કહી અને મુખીએ તે શાંતિથી સાંભળી. પછી તે પ્રેમા પટેલની સામે જોઈ કહેવા લાગ્યો:

"ભલે, તમારી મરજી પડે ત્યાંથી જોઇએ તેટલી જમીન તમે લઈ લો. અમારી પાસે પુષ્કળ જમીન છે."

પટેલ વિચારવા લાગ્યા: "એમ કેમ લેવાય? કાંઈ ખત તો જોઇએ, નહિ તો આજ આપે અને કાલ લઇ લે તો હું શું કરૂં?"

પછી તે બોલ્યો, "હું તમારો ઉપકાર માનું છું. તમારે જમીન છે તે ખરૂં. પણ મારે તો થોડીજ જોઇએ છે. માત્ર એટલુંજ જાણવા માગું છું કે તમે મને કયી જમીન આપશો, અને જે આપશો તેના કાયદેસર લખત કરી આપશો કે નહિ? આપણી જીવનદોરી મોટા ધણીના હાથમાં છે; તમે પોતે માયાળુ છો, પણ મારાં છોકરાં પાસેથી તમારાં છોકરાં કદાચ તે જમીન પાછી ન લઇ લે તેની ખાતરી શી?"

મુખીએ જવાબ આપ્યો: "તમે કહો છો તે બરાબર છે. તમને લખત કરી આપીશું."

પટેલે તો બોલવું ચાલુ રાખ્યું: "મેં સાંભળ્યું છે કે એક વેપારી અહિં આવ્યો હતો, અને તેને જમીન આપી તમે દસ્તાવેજ કરી આપ્યો હતો. મારે પણ તેવોજ દસ્તા-

વેજ જોઇએ."

મુખી તરતજ સમજી ગયો અને બોલ્યો, કે "હા, બધું તમે કહેશો તેમ થઇ રહેશે. અમારા કામદાર આવે, એટલે તેને લઇ શહેરમાં જઇને તમને ખત કરી આપીશું."

પટેલે પૂછયું, "તમે શા ભાવે જમીન આપો છો?"

મુખીએ કહ્યું: "એકજ દામ છે. હજાર રૂપિયે દિવસ."

પટેલ સમજ્યા નહિ. તેણે પૂછયું, "દિવસ એ તે કેવું માપ? કેટલા એકરનો દિવસ?"

મુખી બોલ્યો. "અમે જમીન માપવાની બીજી રીત જાણતા નથી. દિવસને હિસાબે વેચીએ છીએ. એક દિવસમાં તમે જેટલી જમીનની આસપાસ ફરી વળો તેટલી તમારી."

પટેલ અચંબામાં પડી ગયા, અને બોલી ઉઠયા, કે "આ તો ઘણું સારું. એક દિવસમાં તો ઘણું ચલાય."

મુખી હસ્યો. અને કહ્યું: "હા, તેટલી બધી જમીન તમારી થશે. પણ એક શરત છે. સૂરજ આથમતા સુધીમાં જ્યાંથી તમે નીકળો, ત્યાંજ પાછા ન આવી પહોંચો તો તમારા પૈસા નકામા જાય."

પટેલે કહ્યું "પણ હું કયે કયે ઠેકાણે જઇ આવ્યો છું એ તમે જાણી શકશો?"

મુખીએ જવાબ આપ્યો, "તમે જ્યાંથી ચાલવાનું શરૂ કરશો ત્યાં અમે બેસી રહીશું. તમે ચાલતાં ચાલતાં કોદાળીથી જમીન ઉપર નિશાની કરતા જજો. પછી અમે તે નિશાનીને આધારે એક લીટી દોરી આપીશું. તમારાથી

જેટલી લેવાય તેટલી લેજો, પણ એટલું ધ્યાનમાં રાખજો, કે સૂર્યાસ્ત સુધીમાં પાછા આવતા રહેવાનું છે.”

પટેલ તો રાજી રાજી થઈ ગયા. બીજે દિવસે સ્હવારના વહેલા નીકળવું એમ તેણે નક્કી કર્યું. રાત પડતાં ખાઈ પીને આનંદ કરી સૌ સૂવા ગયા. પટેલને સૂવાની સારી સગવડ કરી આપી, સ્હવારે વ્હેલા તૈયાર થવાનું કહી બધા ત્યાંથી વિદાય થયા.

(૭)

પ્રેમા પટેલ પથારીમાં પડ્યા, પણ ઉંઘ કેમેય આવી નહિ. તેના મગજમાં જમીનનાજ વિચાર ઘુમ્યા કરતા હતા. તેને વિચાર આવ્યો, “જેટલી જમીનની આસપાસ હું ફરી વળીશ તેટલી લઇ લઈશ. ચાલવામાં જરા પણ ખામી નહિ આવવા દઉં. દિવસો લાંબા છે તેથી વીશેક ગાઉ તો હું ખુશીથી ચાલી શકીશ. તેટલા ચક્કરમાં કેટલા એકર માય તેની ગણતરી પણ હું તો કરી નથી શકતો. જમીનમાં કોઇ ભાગ ખરાબ હશે તો હું વેચી નાંખીશ, અથવા ભાડે આપી દઇશ. પછી ઘણાં ઢોર ખરીદીશું. જમીન ઘણી હશે એટલે ઢોરનું ખરચ જરા પણ માથે નહિ પડે.”

આવા આવા વિચારોમાં લગભગ આખી રાત પટેલને ઉંઘ પણ આવી નહિ. છેક પરોઢીએ જરા ઝોકું આવ્યું. હજી તો સ્હેજ આંખ મિંચાઈ ત્યાં તેને સ્વપ્નું આવ્યું: “મુખી જાણે હસ્તો હસ્તો પોતા ભણી આવે છે: જરા નજીક આવ્યો એટલે જણાયું કે તે તો પેલો વેપારી, જે તેને ત્યાં

મ્હેમાન હતો તેજ, બીજું કોઇ નહિ. વળી જરા પાસે આવ્યો એટલે તેને લાગ્યું, મુખી કે વેપારી કોઇ નહિ, પણ તે તો વિકરાળ બાબરો છે. તે આકૃતિ થોડીવારમાં તેની પાસે આવી બેઠી. પટેલે નિહાળીને જોયું તો બાબરાનું શરીર તેને બહુજ ભયંકર લાગ્યું, અને તેની પડખે એક મૂડદું દેખાયું. મૂડદાંને તપાસ્યું તો તે કોઇનું નહિ, પણ પોતાનું જણાયું. આ જોઇ તે એકદમ હેબતાઇ ગયો.

જાગીને વિચારવા લાગ્યો; "આનો અર્થ શો હશે?" પાછો વળી વિચાર આવ્યો, "અરે કંઇ નહિ, એ તો માત્ર સ્વપ્નુંજ !" પછી ઓઢવાનું ઉંચું કરી જોયું તો સવારનું ઝાંખું અજવાળું જણાયું. પ્હો ફાટયું જાણી પટેલ પથારી-માંથી ઉભા થઇ ગયા. હાથમોઢું ધોઇ તૈયાર થયા. પછી પોતાના ગાડીવાળાને ઉઠાડી કોદાળી લઈ મુકરર કરેલી જગાએ પહોંચ્યા. ત્યાં બધા માણસોને જગાડયા. તેઓ બધા હાથમોઢું ધોઇ નાસ્તો કરવા બેઠા. પટેલને પણ જરા નાસ્તો કરી લેવા કહ્યું; પણ તેણે તો નાજ પાડી, અને કહ્યું કે "હવે વખત થયો છે. ચાલો ઝટ કામ શરૂ કરી દઇએ."

(૮)

લોકો બધા તૈયાર થઇ ગયા. બરાબર સૂર્યોદયને વખતે જે જગાએથી ચાલવાનું શરૂ કરવાનું હતું ત્યાં સૌ જઇ પહોંચ્યા. એક ટેકરી ઉપર બધા ચઢ્યા. મુખી પ્રેમા પટેલ પાસે આવ્યો અને ચારે તરફ હાથ બતાવી કહ્યું, "આ

જ્યાં સુધીની નજર પહોંચે છે, ત્યાં સુધીની બધી જમીન અમારી છે. તમને ગમે તેટલી લઈ લેજો."

પટેલ તો બહુજ ખૂશી થઇ ગયા. જમીન તેને ઘણી સારી લાગી. તેને મોટી કાળી અને ખાતરાળ હતી. કોઈ ઠેકાણે છાતી સમું ઘાસ ઉભું હતું.

મુખીએ નિશાની કરી પટેલને કહ્યું, "અહિં આવો, જુઓ, તમારે અહિંથી ચાલવાનું શરૂ કરવું અને સૂર્યાસ્ત સુધીમાં પાછા અહિંજ પહોંચવું જેટલી જમીનની આસપાસ ફરી વળશો એટલી તમારી."

પટેલે કપડાં કસ્યાં અને કોદાળી ખભે નાંખી. એકાદ રોટલો પછેડીમાં નાંખી ભેઠમાં બાંધ્યો. પાણીની નાની શિરોઇ પણ ખભે લટકાવી લીધી. અને તૈયાર થઇ ઉભા. પહેલાં તો કયી દિશાએ જવું એ મુંઝવણ થઇ. પણ ઉગમણી દિશાએ જવું એવું તરત નકકી કર્યું, ને સુરજની વાટ જોવા લાગ્યા.

જેવી સૂરજની કોર દેખાઈ કે તરતજ પટેલ છૂટયા. મનમાં વિચાર્યું, કે "એક ક્ષણ પણ ગુમાવવી નથી. ટાઢા પહોરમાં ખૂબ ચલાશે."

પહેલાં તો સાધારણ ઝડપથી ચાલવું શરૂ કર્યું. એ-એક ખેતર ચાલ્યા અને કોદાળીથી નિશાન કરી. એમ ચાલતા ગયા અને નિશાની કરતા ગયા. હળવે હળવે તેની ચાલ વધવા લાગી.

કેટલુંક ચાલ્યા પછી પટેલે જરા પાછું વળી જોયું

તો ટેકરી ઉપરના લોકો ચોકખા દેખાતા હતા, અને ગાડાંનાં જડોયાં પણ સૂરજનાં તેજથી ચળકતાં હતાં. તેણે વિચાર્યું કે ત્રણ સાડાત્રણ ગાઉ ચલાયું હશે. હવે તેને જરા પસીનો થવા લાગ્યો, એટલે બદન કાઢી નાંખ્યું, અને પાછા પગ ઉપડ્યા. થોડીવાર પછી સૂરજ સામું જોયું તો લાગ્યું કે હવે શિરામણની વેળા થઈ છે.

પટેલ મન સાથે વાત કરવા લાગ્યા: 'એક પ્હોર તો હમણાં પૂરો થશે, તોય હજી ત્રણ પ્હોર બાકી છે. વળવાને હજી ઘણીય વાર છે." એમ કહી પગરખાં કાઢ્યાં, અને ત્યાંજ જમાડ્યું. ઉતાવળે ઉતાવળે થોડો રોટલો ખાઈ લીધો, અને શિરોઈમાંથી થોડું પાણી પી ઉભા થયા. બદન પહેર્યું. પગરખાં આ વેળા ભેઠમાંજ બાંધી લીધાં અને પાછું ચાલવા માંડયું.

ચાલતાં ચાલતાં વિચાર કરે છે: "હવે તો ઘણી સહેલાઈથી ચલાય છે: એક ગાઉ વધારે ચાલીશું અને પછી પાછા ફરીશું. સામેની જમીન કાંઈક વધારે સારી લાગે છે. એ છોડી દેવા જેવી નથી." આમ વિચારતાં દોઢેક ગાઉ આગળ નીકળી ગયા. પછી ત્યાંથી ફરીને બાજુએ વળ્યા.

હવે ટેકરી તરફ નજર કરી તો ત્યાં ઉભેલા લોકો ઉંદર જેવડા લાગતા હતા. પટેલ પાછા જરા થોભ્યા, શિરોઈમાંથી પાણી પીધું, અને થોડી વાર થાક ખાઈ પાછું ચાલવા માંડયું.

થાક ખાધો એટલે થોડો વખત તો નવું જોર આવવાથી ઝડપથી ચાલ્યા, પણ પછી પગ ભારે થવા લાગ્યા.

તેણે વિચાર્યું, "હવે ફક્ત એક બે કલાક સહન કરવાનું છે." પછી ત્રીજો ખુણો વળવાનો વિચાર થયો, પણ સામેની થોડીક જમીન ઘણીજ સરસ લાગી, તેથી વિચાર્યું કે આ જમીન છોડી ન દેવી જોઇએ, અહિં શણ સારી ઉગે એવું લાગે છે." એટલે ત્યાં જઇ નિશાની કરી. "હવે તો વખત બહુ થોડો છે તેથી પાછા વળવું જોઇએ." એમ કહી ત્રીજો ખૂણો વળ્યા.

(૯)

પટેલને હવે થાક ઠીક ઠીક જણાવા લાગ્યો. અને ચાલવામાં જરા જરા મુશ્કેલી લાગી. પસીનાના ટીપાં આખે શરીરે બાઝી રહ્યાં હતાં. સૂરજ સામે જોયું તો લાગ્યું કે જો આવી રીતે ચાલીશ તો કોઇ રીતે સૂરજ આથમતા પહેલાં પહોંચી શકાશે નહિ. તેને થાક ખાવાનું મન થયું પણ તેની હિંમત ન ચાલી.

સૂર્યનારાયણને પણ તેની દયા ન આવી. તેણે તો પોતાનું કામ ચાલુજ રાખ્યું. સૂરજને બહુ નીચે ઉતરેલા જોઇ પટેલે વિચાર કર્યો: "હું આઘે ગયો તેમાં મેં બહુ મોટી ભૂલ કરી." તેણે જરા ચાંપીને ચાલવાની મહેનત કરી.

પસીનો એટલો વળ્યો હતો કે તેનું ધોતીયું અને બદન બંને ભીનાં થઇ ગયાં હતાં, અને શરીર સાથે ચોંટી ગયાં હતાં. થોડેક આગળ ચાલ્યા પછી તો તેણે કોદાળી સિવાય બધો સામાન પડતો મૂક્યો, અને મહા મુશીબતે દોડવા માંડ્યું.

પટેલ મનમાં મનમાં બબડવા લાગ્યાઃ "મેં બહુ લોભ કર્યો, હવે બધું ખોઇશ."

જમીન અને પૈસા બધું જવાની બ્હીકથી તેનો શ્વાસ પણ ઉડી જાય છે; પસીનો બહુજ વધ્યો છે; શોષથી મોઢું સૂકાય છે. તેને મરવાની ધાસ્તી લાગી. હૈયું ધબકવા લાગ્યું, અને મતિ મુંઝાવા લાગી. વિચાર આવ્યો, "આટલી બધી મહેનત કરીને હવે થોડાક માટે અટકું તો લોકો મારી મશ્કરી કરશે."

સૂરજ આથમવાને બહુ થોડી વાર હતી. પટેલે વધારે જોરથી ચાલવાની મહેનત કરી. હવે તો તદન પાસે આવી પહોંચ્યો છે. સૂરજ સામું પાછું જુએ છે અને કહે છે "હવે તો મારે એકાદ પળની વાર છે" પટેલ ટેકરી પર જુએ છે તો લોકો તેને એકદમ આવવા નીશાની કરે છે. પોતાનો બધો સામાન જ્યાં મૂકયો હતો ત્યાંજ પડેલો તેને દેખાતો હતો.

પ્રેમા પટેલને સ્હવારે આવેલું સ્વપ્નું નજરે તરવા લાગ્યું. તેને મનમાં લાગ્યું—"હવે જમીન તો મારી પાસે પુષ્કળ થઈ, પણ હું જીવીશ નહિ." તો પણ સાવ હિંમત નથી હારતો. સૂરજ સામું જુએ છે તો તે અડધો આથમી ગયો છે.

પોતામાં જે કંઇ તાકાત રહી હતી તે અજમાવી દોડવા માંડયું. જેવો ટેકરી પાસે પહોંચ્યો કે સૂરજ અસ્ત પામ્યો. તે બબડયો "હાય! હાય! બધું ખોયું!" તે અટકવા જાય છે તેવામાં ટેકરી પરના લોકોએ બૂમ પાડી કે "એક-

ઝમ આવ, ઝટ કર, દોડ." પટેલને ખ્યાલ આવ્યો કે સૂરજ અહિંથી તો અસ્ત પામ્યો દેખાય છે પણ ટેકરી પરથી નજરે પડતો હોવો જોઇએ. એટલે તેણે માંડમાંડ શ્વાસ લેતાં વળી પગ જોરથી ઉપાડયો.

ટેકરી ઉપર હજી તડકાનો પ્રકાશ જોવામાં આવતો હતો. તે મનમાં વિચારતો હતો કે "પેલો મારો સામાન દેખાય, પેલો મુખી દેખાય." મુખી પેટ પકડીને હસતો હતો. પ્રેમાને તેનું સ્વપ્નું યાદ આવ્યું. તેના હાંજા ગગડી ગયા, પગ લથડવા લાગ્યા અને નિશાની આગળ પહોંચતાંજ હાથ લાંબા કરી ભોંય પર પડયો.

મુખી બૂમ મારી ઉઠયો, "શાબાશ, તું ખાટી ગયો. તને સરસ જમીન મળી છે."

પ્રેમા પટેલનો ગાડાવાળો તેને લેવા દોડયો; પણ પટેલના શરીરમાં પ્રાણ નહોતો. તેનાં મોંઢામાંથી લોહી વહેતું હતું.

લોકો બધા દિલગીર થઈ માથું ધૂણાવવા લાગ્યા. પટેલના માણસે કોદાળી લીધી, અને બરાબર પટેલનું શબ માય તેટલો લાંબો અને પહોળો ખાડો ખોદ્યો, અને પ્રેમા પટેલને તેની કબર જેટલી જમીનનો માલિક કર્યો.





(૧)

એક શહેરમાં નાથુ નામે મોચી રહેતો હતો. તે ગરીબ સ્થિતિનો હતો. શહેરમાં એક ઘર ભાડે રાખી તે પોતાની સ્ત્રી તથા છોકરાંઓ સાથે રહેતો હતો. ધંધામાંથી જે કંઈ પેદાશ થતી તેમાંથી ભાગ્યેજ તે પોતાના કુટુંબનું પોષણ કરી શકતો. શહેરની અંદર મજુરી અત્યંત સસ્તી હતી. અને કામ ઘણુંજ થોડું મળતું હતું. વળી મોંઘવારી પુષ્કળ હોવાથી પોતાના કુટુંબનું પોષણ કરવું તે મહા મુશીબતનું કામ હતું. પોતાને તથા પોતાની સ્ત્રી અને

છોકરાંઓને માટે ભાગ્યેજ પૂરતાં કપડાં પણ તે વસાવી શકતો. જ્યાં ખાવાના જ વાંધા પડે ત્યાં બીજી અગવડનું પૂછવુંજ શું !

તેની પાસે એક જૂની બંડી—લગભગ ત્રણ વરસની હતી, તે હવે તદ્દન ફાટી ગઈ હતી. તે બીજી વસાવવાના વિચારમાં હતો કારણ કે શિયાળાની ઋતુ આવી પહોંચી હતી. શિયાળો પાસે હોવાથી પોતાને માટે તથા પોતાની સ્ત્રી તથા છોકરા તથા છોકરીઓ માટે કપડાં ખરીદવા વાસ્તે તેણે અગાઉથીજ પૈસાનો સંગ્રહ કરવાનો નિશ્ચય કરેલો હતો, અને તે નિશ્ચય પ્રમાણે તે થોડાઘણા પૈસા મહા મુશીબતે એકઠા કરી શકયો હતો. પરંતુ, કપડાં લેવા માટે એટલા પૂરતા તો નજ હતા.

શહેરની અંદર એક બે ઘરાકો પાસે તે પૈસા માંગતો હતો, એટલે તેણે વિચાર કર્યો કે હું ઉઘરાણી લાવી શકું તો પૂરતાં કપડાં વસાવી શકાય. આમ વિચાર કરી તે પોતાના ઘરાકોમાં ઉઘરાણી કરવા માટે નીકળ્યો. તેની સ્ત્રીએ સવારમાં ખાવાનું કરી તેને પોતાને માટે તથા છોકરાંઓ માટે શું શું કપડાં લેવાં તેની યાદી કરી આપી; તેમજ પૈ-સાનો કપડાં લેવા સિવાય બીજા કોઈ પણ કામમાં ઉપયોગ ન કરવો, એ વિષે સખત સૂચના કરી. કારણ કે નાથુ મોચીને દારૂ પીવાની ટેવ હતી; અને શિયાળામાં દારૂના વ્યસનીઓ વિશેષ પીએ છે. નાથુ પોતાની સ્ત્રીની સલાહ સ્વીકારી શહેરમાં ઉઘરાણી કરવા નીકળી પડયો.

પ્રથમ એક ઘરાકને ઘેર ગયો. ત્યાં ઘરનો ધણી હાજર ન હતો. પરંતુ તેની સ્ત્રી ઘરમાં હતી. તેણે કહ્યું કે આવતા અઠવાડીઆમાં પૈસા મોકલી આપીશું. એટલે ત્યાંથી નિરાશ થઈ બીજા ઘરાક પાસે ગયો. તેણે સોગનપૂર્વક કહ્યું કે મારી પાસે હમણાં એક પુટી બદામ પણ નથી. નાથુએ તેને ઘણોએ સમજાવ્યો કે કપડાં લેવાં છે. પણ ઘરાકે લાચારી બતાવી.

આ ઉપરથી નાથુ તદ્દન નિરાશ થઇ ઘરાકને ત્યાંથી ચાલી નીકળ્યો. કોઇ વેપારી ઉધાર માલ આપે એવું પણ ન હતું. કપડાં ખરીદવાનો મુખ્ય આધાર ઉઘરાણીના પૈસા પર હતો. પણ ઉઘરાણી બીલકુલ ન મળવાથી તે નિરાશ થઇ ગયો. અને રસ્તે ચાલતાં વિચાર કરવા લાગ્યો કે હવે મારે શું કરવું ? તે ચાલતાં ચાલતાં પોતાના ભાગ્યને દોષ દેવા લાગ્યો; ને એક દારૂના પીઠા આગળ આવી પહોંચ્યો.

કપડાં ખરીદવાને પૂરતા પૈસા પાસે ન હોવાથી તે વિચારવા લાગ્યો:—મારી પાસે પૈસા છે એ જૂજ છે, અને એમાંથી કપડાં ખરીદી શકાય એમ છેજ નહિ. માટે ઉત્તમ રસ્તો તો એજ છે કે પીઠામાં જઇ દારૂ પી ઘેર પાછા ચાલ્યા જવું. એમ વિચાર કરી એણે પોતાની પાસે જે પૈસા હતા, તે દારૂ પીવામાં વાપરી દીધા અને ઘર તરફ પાછું ચાલવા માંડયું.

ઠંડી અત્યંત જોશથી પડતી હતી. પરંતુ દારૂ પીવાથી હવે તો શરીરમાં ગરમી આવતી હતી. એટલે નાથુએ મનમાં ખ્યાલ કર્યો કે "હવે કપડાંની શી જરૂર છે ! હવે બંડી

સિવાય ગરમી થાય છે. માટે એજ ઉત્તમ રસ્તો છે કે વિશેષ ઠંડી હોય તે દિવસે દારૂ પી લેવો, એટલે કપડાંની જરૂર રહેશે નહિ. હવે તો આખી જીંદગી કપડાં સિવાય હું સુખશાંતિમાં ગાળી શકીશ. ફક્ત ઘરમાં સ્ત્રી છે, તે જરા મ્હોં મરડશે, પણ તેને તો દબાવી દઈશું. સ્ત્રીઓ, એ બાબતમાં શું સમજે ? કમાવાવાળા તો આપણેજ છીએ ને ?"

નાથુ દારૂની ધૂનમાં આવા વિચારો કરતો કરતો રસ્તામાં એક ગલીની અંદર આવી પહોંચ્યો. અંધારૂં થવા આવ્યું હતું, અને ગલીમાં બત્તીનાં કોઈ પણ જાતનાં સાધન ન હોવાથી ત્યાં બધે અંધકાર હતો. ત્યાં આગળ તેણે કેટલેક છેટે દિવાલની નજીક હવેલી પાસે કંઈક સફેદ આકૃતિ જોઈ. નાથુ આગળ જતો અટકી બારીકીથી જોવા લાગ્યો. પરંતુ તે શું છે તે એને સમજાયું નહિ. પરિચયવાળો હોવાથી વિચાર કરવા લાગ્યો કે—"આ જગ્યાએ કંઈ પત્થર જેવું તો દિવસે જોવામાં આવતું નથી. તો આ શું છે ? કાંઈ જાનવર છે ! એવું તો કંઈ લાગતું નથી. મસ્તક તો મનુષ્યના જેવું લાગે છે, પરંતુ આ સમયે આવા અંધકારમાં અત્રે મનુષ્ય શા માટે આવે ?"

નાથુ ચાલતો ચાલતો હવે તો છેક નજીક આવી પહોંચ્યો. તે ચોકખી રીતે જોઈ શકતો હતો. હવે તેની પાકી ખાત્રી થઈ કે એ તો નક્કી કોઇ મનુષ્યજ છે, પછી મરી ગયેલું હોય કે જીવતું. વળી તેના શરીર પર બીલકુલ વસ્ત્ર પણ નથી. તે માણસ તદ્દન નગ્નાવસ્થામાં છે અને ભીંતને

ટેકવીને સ્તબ્ધ બેસી રહ્યો છે. આ વિચિત્રતા જોઈ નાથુ મનમાં ગભરાયો અને વિચાર કરવા લાગ્યો કે કોઇએ આ માણસને મારી નાંખી ભીંત સાથે ટેકવી રાખ્યો તો નહિ હોય!

ઘણા વિચાર કરીને નાથુ આખરે ત્યાંથી ચાલવા લાગ્યો. અને થોડેક છેટે ગયા બાદ પાછું ફરી જોયું, તો તે માણસને આમતેમ હાલતો જોયો. નાથુ પાછો જરા નજીક આવીને જોવા લાગ્યો તો એ પોતાના તરફ તાકીને જોતો માલૂમ પડયો. નાથુ અગાઉના કરતાં વધારે બ્હીવા લાગ્યો. એણે વિચાર્યું કે—"શું હું અહિંથી ચાલ્યો જાઉં? કે આ મનુષ્યની સાથે કાંઇ બોલું? હું એની પાસે જાઉં તો એ શું કરશે? પરમાત્મા જાણે કે એ કોણ છે? અને અત્રે આવા અંધારામાં બેસીને શું કરે છે? હું ધારૂં છું કે હું અહિંઆથી ચાલ્યોજ જાઉં. આવા નાગા ભિખારી જેવા પાસે જઇ મારે શું કરવું?"

આમ વિચાર કરી તે પાછો ચાલવા લાગ્યો અને થોડેક છેટે ગયા બાદ પાછો ઉભો રહ્યો. અને પોતાના અંતઃકરણ સાથે વિચાર કરવા લાગ્યોઃ—"અરે, હું શું કરૂં છું? એક તદ્દન નગ્નાવસ્થામાં પડેલા અને ગરીબ ભિખારી જેવા નિરાધાર મનુષ્યની પાસે થઇ ને કંઈ પણ લાગણી સિવાય શું હું ચાલ્યો જાઉં? શું મનુષ્યજાતિને માટે મારા અંતઃકરણમાં કંઇજ લાગણી નથી? ગરીબ અને નિરાધાર હોય તો મારી ફરજ છે કે તે મનુષ્ય પાસે જઈ તેને પૂછવું કે તું કોણ છે? અને શું કરે છે?"

નાથુનું અંતઃકરણ તે મનુષ્યની આ-



વી સ્થિતિ જોઇ પ્રેમ અને દયા-થી ઉભ-રાઇ આ-વ્યું, અને હિંમત ધરી તે પેલા મા-ણુસ ભણી ચાલવા લાગ્યો.

(૨)

નાથુ તે માણુ-સની તદ્દન નજીક આવી પહોંચ્યો. અને તેને બારીકીથી જોવા લાગ્યો. તે મનુષ્ય તદન યુવાન અને મજબૂત બાં-ધાનો હતો. તેના શરીર ઉપર કંઇ પણ ઘા જેવું લાગતું નહોતું. ફક્ત તે ભયભીત થયેલો અને ઠંડીથી અકળાઇ ગયેલો લાગતો હતો. તે નાથુના તરફ દષ્ટિ પણ કરતો ન હતો. કેમ જાણે કે પોતાની આંખ ઉઘાડવાને પણ અશક્ત હોય! નાથુ તેની એકદમ નજીક આવ્યો, અને એકાએક તે

મનુષ્યને જાગ્રત થઇ ગયેલો અને ગંભીરતાથી પોતાના તરફ જોતો જોયો.

નાથુના અંતઃકરણમાં તેને પોતાના તરફ અમીદ્રષ્ટિથી જોતો જોઇ અત્યંત સ્નેહ ઉપજી આવ્યો. પોતે પહેરેલી જૂની બંડી ઉતારી નાંખી; પગમાંથી જોડા ઉતારી નાંખ્યા અને કહ્યું:—"કંઈ પણ વાતમાં વખત ગુમાવવો એ નકામું છે. ઝટપટ આ બંડી અને પગરખાં પહેરી લો." નાથુએ તેનું નામ પુછતાં તેણે જણાવ્યું કે—"મારૂં નામ દેવદૂત છે."

નાથુએ તેને ઉઠવામાં મદદ કરી અને જોડા તથા બંડી પહેરાવ્યાં. દેવદૂતની મુખાકૃતિ અત્યંત તેજસ્વી હતી. અને શરીર પણ મજબૂત બાંધાનું હતું. તેને જોતાંજ નાથુના અંતઃકરણમાં અત્યંત સ્નેહ ઉપજી આવ્યો. એણે તેને પોતાનાં કપડાં અને બૂટ પહેરાવ્યાં. પછી કહ્યું:—"ભાઇ દેવદૂત, હવે તારે કોઇ પણ જાતની ચિંતા રાખવી નહિ. તું મારી સાથે ચાલી શકશે?" એનું બોલવું દેવદૂત હવે સમજી શકયો અને એક પણ શબ્દ બોલ્યા વિના તેની સાથે ચાલવા લાગ્યો.

બંનેયે નાથુના ઘર તરફનો રસ્તો લીધો.

નાથુએ તેને પૂછ્યું:—"ભાઇ દેવદૂત, તું કંઇ બોલતો કેમ નથી? આપણે હવે ઘેર જઇએ છીએ. તારાથી ચાલી ન શકાતું હોય તો આ લાકડી લે અને તેના ટેકાથી ધીમે ધીમે ચાલ."

દેવદૂત લાકડી હાથમાં લઈ ધીમે ધીમે ચાલવા લાગ્યો. રસ્તે ચાલતાં નાથુએ પૂછ્યું:—"વહાલા ભાઈ દેવદૂત, તું કયાંથી આવે છે?"

દેવદૂતે જણાવ્યું:—"હું આ ગામનો નથી; દૂરથી આવું છું."

નાથુએ કહ્યું:—"હા, આટલામાં તો હું બધાને ઓળખું છું. પણ પ્રથમ તું મારા જોવામાં કદી આવ્યો ન હતો. આ ગલીની અંદર હવેલી આગળ તું કેવી રીતે આવી ચઢયો ?"

દેવદૂતે કહ્યું;—"તે હું કહી શકતો નથી."

નાથુએ કહ્યું:—"હું ધારૂં છું કે તને કોઇએ ઈજા કરી છે."

દેવદૂતે કહ્યું:—"કોઇ પણ મનુષ્યે મને ઈજા કરી નથી, પરંતુ પરમાત્માએ મને શિક્ષા કરી છે."

નાથુએ કહ્યું:—"હા. મનુષ્યની સ્થિતિ પોતાના કર્તવ્ય અનુસારજ મળે છે અને પરમાત્મા ન્યાયી અને દયાળુ છે. તારૂં જીવન હવે તું કેમ ગાળવા માંગે છે ! અને તું કયાં જવા ધારે છે ?"

દેવદૂતે જણાવ્યું:—"મને બધું સરખુંજ છે." નાથુ જરા આશ્ચર્ય પામ્યો અને પોતાના મનમાં વિચારવા લાગ્યો, કે–"આ મનુષ્ય કોઇ પ્રકારે દુરાચારી લાગતો નથી. એનું બોલવું તદ્દન શાંતિભરેલું છે. પરંતુ પોતાની હકીકત કહેતાં એ ડરે છે. હશે, ગમે એ હોય. હું એને મારે ઘેર તો

તેડીજ જઈશ." એમ વિચારી દેવદૂતને કહ્યું:—"ભાઈ, તું મારી સાથે ઘેર ચાલ. અને ઠંડીથી અકડાઈ ગયેલો છે માટે અગ્નિ પાસે જરા બેસી આરામ લે. પછી તારે જે કહેવા કરવાનું હોય તે નિરાંતે મને કહેજે."

હવે ઘર નજીક આવવા લાગ્યું એટલે તેને પોતાની સ્ત્રી સાંભરી આવી. તે મનમાં વિચાર કરવા લાગ્યો:—"સ્ત્રી અને છોકરાં માટે હું કપડાં ખરીદવા ગયો હતો, કમભાગ્યે પૈસા ન મળવાથી કપડાં ન લઈ શકયો, અને પાસે જે જૂજ પૈસા હતા તેનો આવી ઠંડીમાં દારૂ પી લીધો. રસ્તે ચાલતાં આ નાગા ભિખારીને સાથે ઉપાડી લાવ્યો. ઘરમાં ખાવાનું પણ પૂરતું નહિ હોય. એટલે સ્ત્રી ગુસ્સો તો કરવાનીજ. હરિ, હરિ. જે બને તે ખરૂં."

જ્યારે જ્યારે એ દેવદૂતના મોઢા સામું જોતો ત્યારે ત્યારે એના અંતઃકરણમાં કુદરતી પ્રેમ ઉત્પન્ન થઈ આવતો હતો. તેથી બધા વિચારો તે ભૂલી જતો હતો. આવી રીતે વિચારમાં ચાલતાં ચાલતાં દેવદૂત સાથે તે ઘરની નજીક આવી પહોંચ્યો.

(૩)

નાથુની સ્ત્રીએ ઘરનું સર્વે કામકાજ આટોપી લીધું હતું. પોતે બળતણ પાણી વગેરે લઇ આવી હતી. અને છોકરાંઓને ખવડાવી કામકાજમાંથી પરવારી હતી. પોતે પણ થોડુંક ખાઇને વિચાર કરતી બેઠી હતી:—"એ ગામમાં ગયો છે એટલે ગમે તે જગ્યાએ ખાઇનેજ આવશે. એટલે

એના ભાગનું બાકી રહેશે; તેથી આવતી કાલે બધાંને ચાલી રહે એટલું તો ખાવાનું છે."

આમ વિચાર કરી તે પોતાના ધણીનું એક જૂનું કુડતું તદ્દન ફાટી ગયું હતું તે સીવવા બેઠી, અને તરંગો કરવા લાગી:—"મારા ધણી હમણાં આવશે અને મારે સારૂ તેમજ છોકરાંઓને સારૂ કપડાં લઇ આવશે. બનતા સુધી ઉઘરાણી મળી હશે. અને જરૂર કપડાં લઇ આવશે. પહેરવાનાં કપડાં ન હોવાથી મારાથી તેમજ છોકરાંઓથી બહાર પણ નીકળાતું નથી. જો ઉઘરાણી નહિ મળી હોય તો પાસે જે જૂજ પૈસા છે તે દારૂ પીવામાં તો નહિ ઉડાડી દે? આટલીજ મને ધાસ્તી છે."

આમ ઘોડા દોડાવતી હતી તેવામાં બારણે ઓટલા ઉપર પગલાંનો અવાજ સાંભળ્યો. તે કુડતું એક બાજુએ મૂકી ઉઠી, એટલે નાથુને એક માણસ સાથે બારણામાં પેંસતો જોયો. પોતાના ધણીના જોડા અને અંગરખું પણ તે પુરૂષે પહેરેલા જોઇને તે વિચાર વમળમાં પડી. પોતાના ધણીની પાસે ઉભા રહેતાં તુરતજ તેને દારૂની વાસ આવી. વળી નાથુની પાસે કંઇ પણ સામાન ન જોયો. તેનો ચહેરો ઉદાસીન અને ફિક્કો પડી ગયેલો જોઇ વિચાર્યું કે "પોતાની પાસેના પૈસાનો દારૂ પી ગયા છે. અને સાથે આ રસ્તે ચાલતા ભિખારી દારૂડીઆને પણ ઉપાડી લાવ્યા છે!"

નાથુ અને દેવદૂત આગળ ઓરડા તરફ ચાલવા લાગ્યા અને સ્ત્રી પણ પાછળ વિચાર કરતી ચાલી:—"એણે પોતાનું

અંગરખું આને પહેરાવ્યું છે અને એની પાસે નીચે કુડતું પણ દેખાતું નથી. માથા પર ટોપી પણ નથી." દેવદૂત ઓરડામાં પેઠો કે એક જગ્યાએ હાલ્યા ચાલ્યા સિવાય ફક્ત નીચી નજર રાખી ઉભો રહ્યો. બાઇએ વિચાર્યું કે આ માણસ સારો નથી અને પીધેલા જેવો લાગે છે. એમ વિચાર બાંધી પોતે રસોડામાં ગઇ અને શું વાતચીત થાય છે તે સાંભળવા લાગી.

નાથુ પોતાની ટોપી ઉતારી બાંકડા પર બેસી ગયો. તે સમજ્યો કે ઘરમાં સ્ત્રીનો મિજાજ ગયો છે. થોડી વાર પછી પોતાની સ્ત્રીને કહ્યું:—"અમને હવે તું કંઈ ખાવાનું આપશે ?" પણ તેણે સાંભળ્યુંજ ન હોય તેવો ડોળ કર્યો અને ચૂલા પાસેથી ઉઠીજ નહિ. તે તો પોતાના ધણી તરફ જોઇ નિસાસા નાંખ્યા કરતી હતી.

નાથુએ આ બાબત કંઇ ધ્યાન પરજ લીધી નહિ. તે દેવદૂત પાસે જઇ કહેવા લાગ્યો:—"ભાઇ, અહિં એક બાજુએ શું કામ ઉભો રહ્યો છે ? આવ, અને આ પાટલા પર બેસ. આપણે હવે વાળુ કરીશું." પોતાની વહુને પૂછવા લાગ્યો:—"કેમ આજે કંઇ રાંધ્યું છે કે નહિ ?

બાઇએ કહ્યું:—"રાંધ્યું છે. પરંતુ તમારે માટે તે નથી. દારૂ પી પીને તમે તમારી બુદ્ધિજ ગુમાવી છે ! તમે શહેરમાં મારે સારૂ તથા છોકરાંઓને સારૂ કપડાં લેવા ગયા હતા. તે ન લાવતાં દારૂ પીને રસ્તે ચાલતા આ નાગા રખડતા ભિખારીને સાથે ઉપાડી લાવ્યા. તમને કંઈ શરમ નથી આવતી ?

તમારા જેવા પીધેલને માટે મારી પાસે ખાવાનું નથી."

નાથુ જરા ગુસ્સાના આવેશમાં બોલ્યો:—"હવે એટલું બસ થશે. જરા જીભને ટુંકી કર. પ્રથમ તું પૂછ તો ખરી કે એ કેવો માણસ છે?"

બાઇએ કહ્યું:—"તમે પેલા પૈસાનું શું કર્યું તે તો કહો!" દારૂ પીતાં થોડા પૈસા બાકી રહ્યા હતા. તે નાથુએ તેના તરફ ફેંકી દીધા અને જણાવ્યું કે:—"ઉઘરાણી બીલકુલ મળી નહિ. આવતા અઠવાડીઆનો વાયદો કર્યો છે, ત્યારે કપડાં વિષે જોઇશું."

આ સાંભળી સ્ત્રી વધુ ગુસ્સે થઈ અને આવા ભિખારીને ઘરમાં આણેલો જોઈ નાથુ પર ગાળો વરસાવવા લાગી. પાસે પડેલા પૈસા લઇ તે નાથુને કહેવા લાગી:—"મારી પાસે ખાવાનું નથી. આવા રઝળતા ભીખારીઓને તમે ઘરમાં લાવ્યા કરશો તો હું ખાવાનું કયાંથી આપીશ?"

નાથુએ ગુસ્સાથી કહ્યું—" તું એકદમ ચૂપ રહે. અને મારે જે કહેવાનું છે તે સાંભળ"

સ્ત્રી કહેવા લાગી કે—"તમારા જેવા પીધેલ માણસ પાસેથી શું અક્કલની વાત સાંભળવી હતી? પૈસા લઇ કપડાં લેવા ગયા અને તેનો દારૂ પી રસ્તામાંથી રઝળતા ભીખારીને ઉપાડી લઇ ઘેર આવ્યા; અને હવે મારૂં કર અને મારા પુનીઆનું પણ કર!! આ તમારી કુટેવો હું સહન કરી શકતી નથી." અત્યંત ગુસ્સાના આવેશથી તે સળગી ઉઠી અને જેટલાં વેણ કહેવાય તેટલાં બધાં કહ્યાં.

નાથુ આ સર્વ શાંત ચિત્તથી સાંભળી રહ્યો, કારણ કે આ દેખાવ કંઈ તેને નવો ન હતો. ગુસ્સામાં ને ગુસ્સામાં સ્ત્રીએ ત્યાંથી ચાલી જવાનો વિચાર કર્યો. પરંતુ આ અજાણ્યો પુરૂષ કોણ હતો તે જાણવાની તેને ઘણી ઉત્કંઠા હતી તેથી તે રસોડામાંજ બેસી રહી.

(૪)

નાથુ તથા દેવદૂત બાંકડા ઉપર બોલ્યા ચાલ્યા સિવાય બેસી રહ્યા હતા. સ્ત્રીએ પોતાના મનનો ઉભરો વચનબાણ વડે ખાલી કર્યો, અને આખરે થોડોક સમય વીત્યા બાદ તે શાંત પડી અને નાથુને કહેવા લાગી કે "જો આ મનુષ્ય ભલો હોય તો આવી નગ્નાવસ્થા અને અધમાવસ્થામાં કેમ હોય! પાસે પહેરવાનું એક પહેરણ પણ નથી. આવું ઉત્તમ પુરૂષરત્ન તમે કયાંથી શોધી લાવ્યા?"

નાથુ બોલ્યો:—"હું તને પ્રથમથીજ આ મનુષ્ય વિષે કહેવાની તજવીજમાં હતો પરંતુ તારો ઉભરો ખાલી કર્યા સિવાય તું કોઇનું સાંભળે એમ કયાં છે? હું સામે છેટેની ગલીમાં થઇને અંધારામાંથી ચાલી આવતો હતો ત્યાં આગળ પેલા દહેરા નજીક ભીંતને અઢેલી આ માણસને તદન નગ્નાવસ્થામાં બેઠેલો મેં જોયો. ઠંડીથી એ તદન અકડાઇ ગયેલો હતો. પ્રથમ તો મને આવી સ્થિતિમાં મનુષ્યને જોઈ ધાસ્તી લાગી અને હું ઘર તરફ ચાલ્યો આવવા લાગ્યો.

"પરંતુ પરમાત્માએ મને પ્રેરણા કરી કે એક દુઃખી મનુષ્યને આવી સ્થિતિમાં જોઈ તેના વિષે કંઇ પણ તજવીજ

કર્યાં સિવાય ચાલી અવાય નહિ. તેથી હું પાછો ફર્યો, અને તેની પાસે ગયો. ઇશ્વરેજ મને એની પાસે મોકલ્યો. નહિ તો એ ઠંડીમાં અકડાઇને મરી જાત. આપણે કેવી રીતે કલ્પના કરી શકીએ કે એની ઉપર શું મહાન દુઃખ ઉતરી પડ્યું છે? એથી મેં એને મારૂં અંગરખું અને પગરખાં પહેરાવ્યાં; અને અહિં લઈ આવ્યો. હવે તારા અંતઃકરણમાં જરા દયા રાખ. આપણે સર્વને એક વખત મરવું તો છેજ; તો પાપાચરણ કરતાં અટકવું જોઇએ."

આ સાંભળી બાઇના અંતઃકરણમાં પાછો ઠપકો દેવાનું મન થઈ આવતું હતું. પરંતુ તેણે નવા આવેલા શખસની સામે જોયું; અને કંઇ બોલી નહિ. દેવદૂત બાંકડાના એક ખુણા ઉપર આંખો મીંચી મસ્તક નીચું રાખી હાલ્યા ચાલ્યા સિવાય ઉંડા વિચારમાં નિમગ્ન થઇ બેઠેલો હતો. નાથુની વહુ પણ શાંત થઈને બોલ્યા ચાલ્યા સિવાય ઉભી રહી હતી.

નાથુએ કહ્યું:—"શું તારા અંતઃકરણમાં ઇશ્વરનો વાસ નથી?" આ શબ્દોથી તેનું અંતઃકરણ એકાએક નરમ થઇ ગયું. અને દેવદૂતના તરફ જોવા લાગી. તેને તેના તરફ દયાવૃત્તિ ઉત્પન્ન થઇ. તે તરત રસોડામાં ગઇ અને બંનેને માટે ખાવાનું લઇ આવી. નાથુએ દેવદૂતને પાસે બોલાવ્યો અને રોટલી ખાવા આપી. બંને જણા સાથે બેસી ખાવા લાગ્યા.

નાથુની વહુ પણ એક બાજુ ઉભી રહી દેવદૂતને બારી-

કીથી જોવા લાગી. એને તેને માટે દિલમાં સદ્ભાવ ઉત્પન્ન થયો. એકાએક દેવદૂતના મ્હોં ઉપર પ્રકાશ ઉત્પન્ન થયો. તેની આંખો ચળકવા લાગી અને બાઇને જોઇ તેણે મ્હોં મલકાવ્યું. નાથુ તથા તેની વહુ બંને આશ્ચર્ય પામ્યાં. બંને જમી રહ્યા પછી બાઇએ વાસણ ધોયાં. અને તે પછી દેવદૂત પાસે આવીને પૂછવા લાગી:—"ભાઈ, તમે કયાંથી આવો છો?"

"હું આ વિભાગમાં વસતો નથી." દેવદૂતે કહ્યું.

"તમે આ રસ્તા ઉપર કયાંથી આવી ચઢ્યા?"

દેવદૂત—"કોણ જાણે."

બાઇ—"શું આપને કોઇએ લુંટી લીધા છે?"

દેવદૂત—"પરમાત્માએ મને શિક્ષા કરી છે."

બાઇ—'શું આપ ત્યાં આગળ છેક નગ્નાવસ્થામાં, બેભાન સ્થિતિમાં પડ્યા હતા?"

દેવદૂત—"હા, હું તદ્દન નગ્નાવસ્થામાંજ હતો. અને ઠંડીથી અત્યંત અકડાઈ ગયો હતો. તમારા ઉદાર અને પરોપકારી ધણીએ મારા ઉપર દયા કરી; અને પોતાનો કોટ મને પહેરાવી અહિં લઇ આવ્યા. અને તમે પણ સ્વાદિષ્ટ ભોજન આપી સંતોષ્યો; અને મારા ઉપર દયા કરી. પરમ દયાળુ પ્રભુ એનો બદલો તમને અવશ્ય આપશે.

બાઇએ પોતાના ધણીનું જે જૂનું પહેરણ સાંધ્યું હતું તે દેવદૂતને આપ્યું. અને એક જૂની ઇજાર પણ આપી. પછી કહ્યું કે—"આપને માટે હું રસોડામાં ચૂલાની નજીક પથારી કરૂં છું ત્યાં સૂઈ જાઓ. રસોડામાં ગરમી હોવાથી

આપને રાત્રે ઠંડી લાગશે નહિ."

દેવદૂત કપડાં પહેરી રસોડામાં સૂઇ ગયો. નાથુ અને તેની વહુ પણ સૂઇ ગયાં. પણ બાઇને બીલકુલ નિદ્રા આવી નહિ. દેવદૂત વિષેના વિચાર તેના મનમાંથી જરાયે ખસતા નહોતા. વળી તેને આવતી કાલની ચિંતા થઇ; કારણ કે ઘરમાં રોટલી બીલકુલ રહી નહોતી. પોતાના ધણીની ઇજાર અને પહેરણ પણ દેવદૂતને આપી દીધાં હતાં. આથી તે નિરાશ થઈ. પરંતુ દેવદૂતની દયામણી સ્થિતિ જોઇ તેના દિલમાં લાગણી પણ ઉત્પન્ન થઈ આવતી. આવા વિચારમાં ને વિચારમાં તે મોડી રાત સુધી ઉંઘી નહિ. તેણે પોતાના ધણીને પણ જાગતો જોયો. નાથુએ પૂછયું:—"કેમ, તું પણ જાગે છે કે?"

એણે કહ્યું:—"તમે બંને જણાએ બધી રોટલી ખલાસ કરી છે. તેથી હવે કાલે શું કરીશું તેના વિચારમાં હું પડી છું. હું ધારૂં છું કે કાલે પાડોશીને ત્યાંથી લોટ ઉછિનો લાવવો પડશે. તે સિવાય બીજો રસ્તો નથી."

નાથુએ કહ્યું:—"જયાં સુધી આપણે જીવીએ છીએ ત્યાં સુધીની આપણી ફિકર તે પરમ દયાળુ પિતાનેજ છે. 'કીડીને કણ અને હાથીને મણ,' એમ સૌ સૌની જરૂરીઆત પ્રમાણે તે આપે છે. તો તારી અને મારી ચિંતા શા કામની?"

આ સાંભળી બાઇ શાંત થઇ અને થોડી વાર પછી પૂછવા લાગી:—"આ દેવદૂત ભલો માણસ દેખાય છે.

પરંતુ એ પોતાના વિષેની હકીકત કેમ આપણને જણાવતો નથી !"

નાથુએ કહ્યું:—"એ નહિ જણાવી શકે એવી સ્થિતિમાં હશે. એટલે આપણે જાણવાની શી જરૂર છે?"

બાઇ બોલી:—"એ તો ઠીક. પરંતુ આપણે બીજાઓને આપણી સ્થિતિ પ્રમાણે મદદ આપીએ છીએ. ત્યારે આપણને કેમ કોઇ આપતું નથી ?"

નાથુને આ પ્રશ્નનો જવાબ શું આપવો, એ સૂઝયું નહિ. તેથી કહ્યું:—"બસ, હવે વાતો બંધ કર, અને સૂઇ જા. મને ઉંઘ આવે છે." એમ કહી નાથુ બોલતો બંધ પડયો; અને થોડીવારમાં સૌ નિદ્રાવશ થયાં.

(૫)

નાથુ સવારના પહોરમાં જલદી ઉઠયો. તેની વહુ પાડોશીને ત્યાં લોટ માંગવા ગઇ. દેવદૂત ઉઠીને મ્હોં વગેરે ધોઇ બાંકડા ઉપર બેઠો હતો. તેનો ચહેરો આજે ઘણો તેજવાન લાગતો હતો. નાથુએ પૂછ્યું: વહાલા ભાઇ દેવદૂત, આપણાં પેટ ખાવાનું માંગશે અને શરીર પહેરવાનાં કપડાં માંગશે. માટે તમારે તે સાધનો મેળવવા કામ કરવું પડશે. તમે શું કામ કરી શકો એમ છો !"

"મને કંઇ પણ આવડતું નથી." દેવદૂતે કહ્યું.

નાથુ અજાયબી પામ્યો. પણ કહ્યું, કે "તમને કંઈ આવડતું નથી એ ઠીક, પરંતુ મનુષ્ય પોતાની દૃઢ ઇચ્છાથી બધું શીખી શકે છે."

"બીજા કરે છે તેમ હું પણ કરીશ" દેવદૂતે કહ્યું.

"ભાઇ દેવદૂત, તું તારી કંઇ પણ હકીકત કહેતો નથી એ તારી મરજી. પરંતુ તારી જાત નિભાવવા માટે—તારી જીંદગીનાં સાધન મેળવવા માટે—તારે કમાવું જોઇશે. હું જેમ બતાવીશ એમ તું કામ કરશે તો હું તને મારે ત્યાંજ રાખીશ."

"ઇશ્વર તમને તેનો બદલો આપશે. હું કામ કરીશ. મારે શું કરવું તે મને બતાવો."

નાથુએ દોરી લીધી અને પોતાની આંગળી વચ્ચે રાખી તેને મીણુ કેમ લગાડવું તે બતાવ્યું. દેવદૂત અત્યંત ચાલાક હતો. કોઇ પણ કાર્ય તેને એક વખત બતાવ્યું કે તરતજ ધ્યાનમાં લઈ શીખી જતો હતો. નાથુએ તેને જોડાના તળીયાં કેમ સીવવાં, ચુંકો કેમ મારવી, વગેરે બતાવ્યું અને દેવદૂત તે તરતજ શીખી ગયો. ત્રણ દિવસમાં તો એક હુશિયાર મોચીની સાથે હરિફાઇ કરી શકે એટલું તેને આવડી ગયું. નાથુ તેની ચાલાકી જોઇ અત્યંત રાજી થયો.

હવે દેવદૂત આરામ લીધા સિવાય અત્યંત ઉલટથી કામ કરવા લાગ્યો. એને ખાવાનું પણ તદન થોડુંજ જોઈતું હતું. જ્યારે કામ ખલાસ થતું, ત્યારે તે શાંત થઇ બેસતો, અને આકાશ તરફ જોયા કરતો. તે ક્વચિતજ ઘરમાંથી બહાર રસ્તા ઉપર નીકળ્યો હશે. જરૂર હોય તેનાથી કદી વધારે વાત કરે નહિ. કદી હસે પણ નહિ, કે કોઇની કદી મશ્કરી કરે નહિ. નાથુ અને તેની સ્ત્રીએ ફકત એકજ વખત

તેને હસતો જોયો હતો. અને તે જ્યારે પહેલે દિવસે નાથુ સાથે રાતના આવ્યો અને તેની સ્ત્રીએ જ્યારે પ્રથમ ખાવાનું આપ્યું ત્યારેજ.

(૬)

દિવસ ઉપર દિવસ, ને અઠવાડીયાં ઉપર અઠવાડીયાં પસાર થવા લાગ્યાં. દેવદૂત નાથુને ત્યાંજ રહેતો, ખાતો અને કામ કરતો. દેવદૂતના આવ્યા પછી નાથુના કાર્યની ખ્યાતિ શહેર બહાર પણ પ્રસરવા લાગી. લોકો વાત કરવા લાગ્યા કે નાથુ મોચીના જેવા જોડા બીજું કોઈ બનાવી શકે એમ નથી. કામ ઘણુંજ મજબૂત, ટકાઉ અને ચોકખું થાય છે. અને એને લીધે પાડોશના શહેર તથા ગામડામાંથી પણ નાથુને પગરખાં વગેરે બનાવવાની વરદી દિન પ્રતિ દિન વધુ ને વધુ મળવા લાગી.

એક દિવસ નાથુ અને દેવદૂત પોતાના કામમાં બેઠા હતા ત્યાં આગળ એક ગાડું આવીને ઉભું રહ્યું. તેમણે બારીમાંથી બહાર જોયું તો ગાડું પોતાનાજ ઘર આગળ ઉભું રહેતું જોયું. ગાડામાંથી એક માણસ નીચે ઉતર્યો એટલે ભારે કપડાં પહેરેલ એક શેઠીઓ બહાર નીકળ્યો. નાથુ બારણું ઉઘાડી સામો ઉતાવળથી ગયો. તે શેઠીઓ નીચો વળી બારણામાં પેઠો. તે શરીરે હૃષ્ટપુષ્ટ હતો. બાંકડા ઉપર બેઠા પછી તેણે પૂછ્યું:—"દુકાનનો ધણી કોણ છે?"

નાથુ વિનય સહિત બોલ્યો:—"હું છું સાહેબ. કાંઇ હુકમ છે?"

શેઠીઆએ પોતાના નોકરને બોલાવ્યો અને ગાડીમાંથી ચામડું લઇ આવવાની આજ્ઞા કરી. નોકર તે લઇ આવ્યો. શેઠે તે છોડી નાથુને આપ્યું, અને કહ્યું—"આ ચામડું તેં જોયું? તું સમજે છે કે એ કઇ જાતનું ચામડું છે?"

નાથુએ કહ્યું;—સાહેબ, બહુજ સુંદર ચામડું છે.

શેઠીઆએ કહ્યું:—"તારી જીંદગીમાં પણ આવું ચામડું તેં નહિ જોયું હોય. એ બહુજ કીંમતી છે. હવે આમાંથી તું મારે માટે જોડા બનાવી શકશે?"

નાથુએ કહ્યું:—"હા સાહેબ."

શેઠીઓ બોલ્યો:—આટલું તારે ખાસ યાદ રાખવાનું છે કે તારે કેવા સરસ ચામડામાંથી અને કોને સારૂ જોડા બનાવવાના છે. તારે એવા સરસ જોડા બનાવવા પડશે કે તે એક વરસ સુધી ઘાટ બદલાયા સિવાય ચાલે. તારાથી એવી રીતે બનતું હોય તોજ ચામડું કાપજે; નહિ તો રહેવા દેજે. હું બીજી જગ્યાએ આપીશ. જો એક વરસની મુદતમાં જોડા ફાટી ગયા, કે આકાર બદલાયો તો હું તને જેલમાં મોકલીશ. એ ધ્યાનમાં રાખીને જોડા બનાવવાનું માથે લેજે. અને જો એક વરસ સુધી આકાર બદલાયા વિના ચાલશે તો તેને માટે હું બમણું દામ આપીશ."

નાથુ તો આથી ગભરાઇ ગયો. તે દેવદૂત પાસે જઇ કાનમાં કહેવા લાગ્યો કે "કેમ આ કામ લઇએને?"

દેવદૂતે હા પાડી એટલે નાથુએ શેઠીઆને કહ્યું: "તમારી શરત મુજબ જોડા બનાવી શકીશ." શેઠે પગનું

માપ લેવાનું કહ્યું. નાથુ માપ લેતો હતો એટલામાં તે શેઠી-આએ દેવદૂત તરફ નજર નાંખી પૂછ્યું:—"આ કોણ છે?" નાથુએ જણાવ્યું, કે "મારો નોકર છે." શેઠે કહ્યું કે "એવા સરસ જોડા બનાવજે કે એક વરસ સુધી ચાલે."

દેવદૂતે સાંભળ્યા કર્યું. તેની નજર શેઠીઆની ઉપર હતી. અને કેટલીક વખત તે તેના માથાની ઉપર ઉંચે જોયા કરતો હતો. કેટલીક વખત એમ જોયા પછી તે હસી પડયો. અને તેનો આખો ચહેરો પ્રકાશમાન જણાવા લાગ્યો.

શેઠે દેવદૂતને કહ્યું:—"તું શું હસે છે? કંઇ જંગલી જેવો લાગે છે. એટલું બરોબર ધ્યાન રાખજે કે વખતસર જોડા તૈયાર કરવાના છે."

દેવદૂતે કહ્યું:—"આપને જયારે જોઇએ ત્યારે હાજર કરીશ."



શેઠીઆએ બીજી આપવા જેવી સૂચના આપી અને પછી પોતાના ગાડામાં બેસી વિદાય થયો.

(૭)

નાથુએ દેવદૂતને જણાવ્યું, કે "જો, આપણે આ કામ હાથમાં લીધું છે, પરંતુ એવા સરસ જોડા બનાવવા જોઇએ કે આપણે કાંઈ હરકતમાં આવી ન પડીએ. આ ચામડું ઘણુંજ ઉત્તમ છે; અને શેઠીઓ ઘણાજ કડક મગજનો લાગે છે. કોઈ પણ જાતની ભૂલ ન થાય એને માટે અત્યંત કાળજી રાખવાની છે. તું મારા કરતાં વિશેષ હુશિયાર છે માટે એ કામ તુંજ હાથમાં લે."

દેવદૂતે સરસ જોડા બનાવવાનું કામ પોતાને માથે લીધું; અને ચામડું લઇ તેને નરમ બનાવવા લાગ્યો. પછી તેને કાપવાનું શરૂ કીધું. નાથુની વહુ તેની પાસે આવીને બેઠી અને દેવદૂત શું કરે છે તે જોવા લાગી. તે નવાઇ પામી કે દેવદૂત આમ કેમ કાપે છે! કારણ કે નાથુની વહુને પણ તે કામનો મહાવરો હતો. તે જોઇ શકી કે દેવદૂતે તે જોડાને માટે ચામડું કાપવાનું મૂકી સપાટ બનાવવાના કકડા કાપ્યા. છતાં તેણે વિચાર કર્યો કે કદાચ મરદના જોડા કેવી રીતે બનાવવા તેની મને ખબર ન હશે. દેવદૂત અમારા બધા કરતાં હુશિયાર છે માટે જેમ એની મરજીમાં આવે તેમ કરવા દેવું.

હવે દેવદૂત સપાટને માટે ચામડું કાપી રહ્યો, અને એકવડા દોરાથી તે સીવવા લાગ્યો. નાથુની વહુ ફરી નવાઇ

પામી; કારણ કે તે જાણતી હતી કે જોડા બનાવવાને માટે બેવડો દોરો વાપરવો પડે છે. પરંતુ હજી પણ તે ચૂપ બેસી રહી, ને દેવદૂત શું કરે છે તે જોવા લાગી. થોડીવાર પછી નાથુ આવ્યો અને તેણે જોયું કે પેલા શેઠીઆના ચામડામાંથી જોડા બનાવવાનું મૂકી દેવદૂત સપાટ બનાવે છે!

નાથુ એકદમ દિલગીર થઇ ગયો અને વિચાર્યું કે દેવદૂત એક વર્ષ થયાં કામ કરે છે; અને કોઇ દિવસ કાંઈ પણ ભૂલ કરી નથી અને આજે આ શું કરે છે? શેઠીઆએ જોડા બનાવવાનું કહ્યું છે ને આ તો સપાટ બનાવે છે. હવે તો એણે ચામડું કાપીને બગાડયું છે! હું શેઠીઆને શું જવાબ દઈશ! એ મોટી ફિકરમાં પડયો. કારણ કે એવું ચામડું બીજી જગ્યાએથી મળી શકે એમ પણ ન હતું.

અત્યંત શોકાતુર થઇ તેણે દેવદૂતને કહ્યું:—“મારા ભાઇ રે, આ તેં શું કર્યું? તેં મારા સર્વસ્વનો હવે નાશ કર્યો છે. શેઠીઆએ જોડા બનાવવાનો હુકમ આપ્યો છે અને તેં તો સપાટ બનાવ્યા. હવે હું શું કરીશ? તે શેઠીઓ કોઇ મોટા પુરૂષ છે; તે મને કેદમાં નાંખશે. મારા બાયડી છોકરાંનું શું થશે?...”

નાથુ આમ વાતચીત કરે છે એટલામાં બારણે કોઇનો અવાજ સંભળાયો. બારીમાંથી નાથુએ બહાર જોયું, તો કોઇ ઘોડા ઉપરથી ઉતરી દુકાનમાં આવતું હતું. તેણે જઈ બારણું ઉઘાડયું તો તેજ શેઠીઆનો નોકર આવ્યો. તે કહેવા લાગ્યો કે—“મારી શેઠાણીએ જોડા વિશે કઈ સૂચના

કરવા મને મોકલ્યો છે."

નાથુએ પૂછ્યું:—"શું છે?"

નોકરે કહ્યું:—"મારા શેઠ આવ્યા હતા, તેને માટે જોડા બનાવવાના હતા. પરંતુ તે એકાએક ગુજરી ગયા છે."

નાથુએ કહ્યું:—"હેં! તું શું બોલે છે?"

નોકરે કહ્યું—"શેઠ ગાડીમાં બેસી તારે ઘેરથી ગયા કે રસ્તામાંજ ગાડામાં તેઓ એકાએક ગુજરી ગયા. ગાડું ઘર આગળ પહોંચ્યું, ત્યારે હું પાસે ગયો અને જોઉં છું તો શેઠ ચત્તાપાટ પડેલા અને શ્વાસ પણ બંધ પડી ગયેલો! અમે ગાડામાંથી નીચે ઉતાર્યા, પરંતુ તેમનામાં જીવ નહોતો. બનાવ ઘણો આશ્ચર્યકારક તેમજ ખેદકારક બન્યો છે. મારી શેઠાણીએ તરતજ મને કહ્યું કે મોચીને ત્યાં પાછો જા. અને જોડા બનાવવાનો હુકમ આપ્યો છે તેને બદલે તેજ ચામડામાંથી શબને વાસ્તે સપાટ બનાવવાનું કહી આવ, અને જ્યાં સુધી તે તૈયાર થાય ત્યાં સુધી વાટ જોઇ તારી સાથેજ લઇ આવજે. આથી હું તમારી પાસે આવ્યો છું" દેવદૂતે સપાટ તૈયારજ કરી રાખી હતી. તેને સાફ કરીને ચામડાના બીજા ટુકડા વધેલા હતા તે એકઠા કરી એક બંગી બનાવી. સપાટ અને તે બંગી તે નોકરને હવાલે કરી દીધાં. નોકર તેમને પૈસા ચૂકવી આપી ત્યાંથી ચાલી નીકળ્યો.

(૮)

એક વર્ષ પૂરું થયું. બે પૂરાં થયાં. દેવદૂત નાથુને

ત્યાં રહ્યાને હવે પાંચ વર્ષ થઈ ગયાં. દેવદૂત અગાઉની માફકજ રહેતો હતો. તે કદી બહાર ગયો નથી. કદી બીનજરૂરી વાત કરી નથી. આટલા વરસમાં ફકત બેજ વાર હસ્યો છે. પહેલી વાર—જ્યારે તે નાથુને ઘેર આવ્યો અને નાથુની સ્ત્રીએ તેને ખાવાનું આપ્યું ત્યારે; બીજી વાર —જ્યારે પેલો શેઠીઓ દુકાનમાં આવીને બેઠો હતો ત્યારે. નાથુ દેવદૂતના કાર્યથી એટલો બધો આનંદ પામ્યો હતો કે તેને ફક્ત એટલીજ ચિંતા હતી કે દેવદૂત મારી પાસેથી ચાલ્યો ન જાય તો સારૂં. એણે કદી પૂછ્યું નહિ કે તું કયાંથી આવે છે ?

એક દિવસ તેઓ ઘરમાં બેઠા હતા. નાથુની સ્ત્રી ઘરકામમાં હતી અને છોકરાંઓ બહાર રમતાં હતાં. નાથુ પોતાનાં હથિયાર ઘસતો હતો અને દેવદૂત સીવવાના કામમાં ગુંથાયેલો હતો. તેવામાં નાથુનો એક છોકરો બહારથી દોડતો આવી દેવદૂતને વળગી કહેવા લાગ્યો:—" કાકા, જૂઓ, બહાર એક વેપારીની સ્ત્રી આવે છે અને તેની સાથે બે છોકરીઓ છે. તેમાંની એક બિચારી લૂલી છે."

છોકરાએ આ કહ્યું કે દેવદૂતે તરતજ પોતાનું કામ પડતું મેલ્યું અને બારીમાં આતુરતાથી જોવા લાગ્યો. નાથુ આશ્ચર્ય પામ્યો, કારણ કે દેવદૂત કદી પણ પોતાનું કામ છોડી કંઇ પણ જોવા ઉઠતો નહતો.

તે સ્ત્રી નાથુને ત્યાંજ આવતી જણાઇ. દરવાજો ઉઘાડી તે અંદર આવી. બંને છોકરીઓ માની પાસે બેઠા. એક

છોકરી લૂલી હતી. તેઓએ સ્વચ્છ કપડાં પહેરેલાં હતાં. નાથુએ તેમને આવકાર આપી બાંકડા પર બેસાડ્યાં. સ્ત્રીએ કહ્યું કે—"આ બંને છોકરીઓ માટે જોડા બનાવવાના છે. તમે બનાવી શકશો ?"

નાથુએ કહ્યું—"ઘણી સારી વાત. આ મારો માણસ છે તે બનાવી શકશે. માટે એને આપો."

નાથુ દેવદૂતના તરફ જોવા લાગ્યો. દેવદૂત પોતાનું કામ એક બાજુએ પડતું મૂકી બંને છોકરીઓ તરફ તાકી તાકીને જોયા કરતો હતો. નાથુ આથી આશ્ચર્ય પામ્યો. બંને નાની છોકરીઓ ઘણીજ સુંદર હતી, છતાં પણ નાથુ સમજી શકયો નહિ કે દેવદૂત આટલું બધું તાકી તાકીને છોડીઓ પ્રતિ શા માટે જૂએ છે ? નાથુએ તે બંને છોકરીઓનાં માપાં લીધાં. સ્ત્રીએ કહ્યું કે:—"છોકરીનો એક પગ વાંકો છે. માટે એક જોડો બીજાથી ન્હાનો કરવાનો છે. અને ત્રણ સરખાજ કરવાના છે. કારણ કે બંને છોકરીનાં પગ સરખાજ



છે. તેઓ જોડે જન્મેલાં બચ્ચાંઓ છે."

નાથુએ માપ લીધા બાદ સ્ત્રીને પૂછ્યું કે:—"આ છોકરીનો પગ લૂલો શાથી થયો? શું જન્મથીજ તે એવો હતો?"

તે બાઈએ કહ્યું:—"ના. એની માથી ભાંગી ગયો હતો."

નાથુની વહુ પણ એજ વાતમાં ભળી અને તેણે પૂછ્યું:—

"તમે એમનાં મા નથી?"

તે બાઈએ જવાબ આપ્યો:—



"ના. બહેન, હું એની મા નથી તેમજ કંઇ સગી પણ નથી. એ છોકરાંઓ મને તદ્દન અજાણ્યાં હતાં. મેં તેમને દત્તક લીધાં છે."

"ત્યારે તે તમારાં છોકરાં નથી છતાં તમે એને એટલાં બધાં ચાહો છો?"

"હું એમને ચાહ્યા વિના કેમ રહું? મેં

મારૂં દૂધ પાઇને એમને ઉછેર્યાં છે. મારૂં એક પોતાનું છોકરૂં પણ હતું. પરંતુ તેને ઇશ્વરે પાછું લઈ લીધું."

"ત્યારે આ છોકરાં ખરી રીતે કોનાં છે?"

(૯)

તે બાઇએ બન્ને છોકરાંની વાત કરવા માંડી: "સાત વર્ષ ઉપર આ છોકરાંઓ એકજ અઠવાડીઆમાં માબાપ વગરનાં થઇ ગયાં. એમના પિતાનો અગ્નિદાહ મંગળવારે થયો હતો; અને માનો શુક્રવારે થયો હતો. એમનો જન્મ એમના પિતા ગુજરી જવા પછી બે દિવસે થયો હતો. અને મા એકજ દિવસ જીવતી રહી હતી.

"તે વખતે હું મારા પતિ સાથે તેજ ગામમાં રહેતી હતી. એમનું ઘર અમારા ઘરની નજીકમાંજ હતું. એમનો બાપ ગરીબ સ્થિતિનો હતો, અને જંગલમાં લાકડાં કાપવાનું કામ કરતો હતો. એક દિવસ તે એક ઝાડ કાપતો હતો, તેવામાં એકાએક ઝાડ તેના ઉપર પડ્યું. તે છુંદાઇને મરી ગયો. જંગલમાંથી ઘેર લાવતાં સુધી પણ તે જીવ્યો નહિ.

"જે અઠવાડીયામાં તે ગુજરી ગયો તેજ અઠવાડીયામાં તેની વહુએ એકી સાથે બે બચ્ચાંને જન્મ આપ્યો. તે બિચારી કોઇના પણ આધાર વગરની થઇ ગઇ હતી. જે દિવસે તેણે છોકરાંને જન્મ આપ્યો તેજ દિવસે હું તેને જોવા ગઇ; તેનું શરીર મને એકદમ ઠંડું લાગ્યું. તે બિચારી મરવાની અણી પર હતી. દુ:ખને લીધે કદાચ તે પથારીમાં આમ તેમ પાસું બદલતી હશે.

તેમાં આ છોકરીનો કુમળો પગ છુંદાઈ ગયો હશે. પાડોશીઓ તરત ત્યાં આવ્યા. અને શરીરને ધોયું. અને મૃત દેહને વાસ્તે બીજી સર્વ તૈયારીઓ તેમણે કરી અને તે બાઈને અગ્નિદાહ દીધો.

"પાડોશીઓ સર્વ ભલાં માણસ હતાં. તેમણે હવે વિચાર્યું કે આ કોમળ બાળકોનું શું કરવું? સર્વ લોકોએ એકઠા થઈ વિચાર્યું કે છોકરાં હાલ તુરત તો મને સોંપવાં, કારણ કે તે વખતે મને એક નાનું છોકરૂં હતું, એટલે હું દુધ આપી શકતી હતી. પછી શું કરવું તે સર્વ લોકોએ મળી વિચાર કરવાનું રાખ્યું. મેં બંને છોકરીઓને દુધ આપ્યું; અને ત્રીજું મારૂં હતું તેને પણ. હું તે વખતે યુવાન અને મજબુત હતી, અને સારો ખોરાક લેતી હતી. એથી પરમાત્માએ મને એટલું બધું દુધ આપ્યું કે હું ત્રણે છોકરાંને ઉછેરી શકી.

"પરંતુ મારૂં છોકરૂં બે વર્ષની ઉમ્મરનું થઈને ગુજરી ગયું. અને ત્યાર પછી ઈશ્વરે મને બીજું છોકરૂં આપ્યું નથી. પડોશી લોકોએ પણ પાછળથી વિચાર કરી ઠરાવ્યું કે એ છોકરાંને હંમેશ મારેજ રાખવાં. હવે એ મારાં છોકરાંઓને ચાહ્યા સિવાય હું કેવી રીતે રહું?" ત્યાર પછી તેણે લુલી છોકરીને પોતાની પાસે લીધી. અને આંખમાંનાં આંસુ લુછી નાંખ્યાં.

આ વાત સાંભળી નાશુની વહુને તે છોકરીઓ પ્રત્યે અત્યંત દયા ઉપજી. અને તે કહેવા લાગી;—"બહેન, એક

કહેવત છે તે ખોટી નથી, કે માબાપ સિવાય બીજાં પણ ચાહી શકે છે; પરંતુ જીવાડવું તો ઈશ્વરનાજ હાથમાં છે."

આ રીતે જ્યારે તેઓ વાત કરતાં હતાં ત્યારે એકાએક જાણે દેવદૂત બેઠો છે તે ખૂણામાંથી આવતા પ્રકાશથી ઓરડો પ્રકાશમય થઇ ગયો. તેઓ બધાં દેવદૂત તરફ જોવા લાગ્યાં. અને દેવદૂત પોતાના બે હાથ જોડી ઉંચું જોઇ હસ્યા કરતો હતો.

(૧૦)

તે બાઇ છોકરાંઓને સાથે લઇ ચાલી ગઇ. દેવદૂત પોતાના બાંકડા ઉપરથી ઉભો થયો. પોતાનું કામ એક બાજુએ છોડી દીધું. નાથુ અને તેની વહુને તેણે વાંકા વળી નમન કર્યું, અને બોલ્યો:—"હવે હું આપની પાસેથી રજા માંગુ છું. ઇશ્વરે મને હવે માફી આપી છે. મેં કંઇ પણ ખોટું કર્યું હોય તો આપ પણ મને માફી આપશો." બંનેયે જોયું કે દેવદૂતના શરીરમાંથી પ્રકાશ નીકળતો હતો.

નાથુ તરતજ ઉભો થયો, દેવદૂતને નમન કર્યું અને બોલ્યો.—"ભાઇ દેવદૂત, હું જોઉં છું કે આપ કંઇ સાધારણ માણસ નથી. આપને હું રહેવાની ફરજ પાડતો નથી યા કંઇ સવાલ પૂછતો નથી. છતાં એટલું તો ફક્ત મને કહોજ કે જ્યારે હું આપને મળ્યો અને મારે ઘેર બોલાવી લાવ્યો ત્યારે આપ દિલગીર હતા. અને મારી વહુએ ખાવાનું આપ્યું ત્યારે હસી પડયા; અને આપ તેજસ્વી દેખાવા લાગ્યા. વળી પાછું જયારે પેલો શેઠીઓ આવ્યો ત્યારે પણ આપ

બીજી વખત હસ્યા અને વધુ પ્રકાશમય દેખાવા લાગ્યા. અને હવે જ્યારે આ બાઇ નાની છોકરીઓને લઇને આવી ત્યારે ત્રીજી વખત શા માટે હસ્યા અને હવે આટલા બધા તેજસ્વી કેમ લાગો છો? ભાઈ દેવદૂત, આપ મને કહો કે આપનામાંથી આટલું બધું તેજ કેમ પ્રકાશે છે? અને આપ શા માટે ત્રણ વાર હસ્યા?"

દેવદૂતે કહ્યું:—"હાલ મારામાંથી તેજ પ્રકાશે છે તેનું કારણ એટલુંજ કે મને જે શિક્ષા થઈ હતી તેની હવે ઇશ્વરે મને માફી બક્ષી છે. અને હું ત્રણ વખત એટલા માટે હસ્યો કે ઇશ્વરના ત્રણ શબ્દો મારે શીખવા જોઇએ, એવી આજ્ઞા મને થઈ હતી. હવે એ ત્રણ શબ્દો હું જાણું છું. પહેલો શબ્દ જ્યારે આપની સ્ત્રીએ મારા પર દયા કરી ત્યારે હું શીખ્યો. અને તેથી તે વખતે પહેલી વાર હસ્યો. બીજો શબ્દ જ્યારે પેલો પૈસાદાર શેઠીઓ જોડા બનાવવાનો હુકમ આપી ગયો ત્યારે હું શીખ્યો. અને તેથી બીજી વાર હસ્યો. અને હવે જ્યારે મેં આ છોડીઓને જોઇ ત્યારે ત્રીજો શબ્દ શીખ્યો. તે છેલ્લો હતો; અને તેથી હું ત્રીજી વખત હસ્યો."

નાથુએ પૂછ્યું:—"ભાઇ દેવદૂત, ઇશ્વરે તમને શા માટે શિક્ષા કરી? એ ત્રણ શબ્દો કયા? મને કહો તો હું પણ તે જાણી તેમાંથી કંઇક શીખી શકું."

દેવદૂતે કહ્યું:—"ઇશ્વરે મને સજા એટલા માટે કરી કે હું તેની આજ્ઞા વિરૂદ્ધ ચાલ્યો હતો. હું જે વખતે સ્વ-

ર્ગમાં ફિરિશ્તો હતો તે વખતે ઈશ્વરે મને એક સ્ત્રીનો આત્મા લઇ આવવાની આજ્ઞા કરી. હું પૃથ્વી પર આવ્યો અને તે સ્ત્રી પાસે ગયો. તે એકલી અને માંદી હતી. તે બિચારીએ તરતજ બે નાની છોકરીઓને જન્મ આપ્યો હતો અને બંને છોકરીઓ અત્યંત દયામણી રીતે રોતી હતી. મા તો એટલી નબળી હતી કે તે બિચારી પોતાનાં બચ્ચાંઓને લઇને ધવડાવી શકતી નહોતી. તેણે મને જોયો અને તરતજ તે સમજી ગઈ કે ઇશ્વરે મને તેનો પ્રાણ લેવા મોકલ્યો છે. તેથી તે અત્યંત રોઈને કહેવા લાગી:

'ઇશ્વરના ફિરિશ્તા, મારો ધણી એક બે દિવસ ઉપરજ ગુજરી ગયો છે. જંગલમાં એક ઝાડ તેમના ઉપર પડ્યું અને તરતજ તેમના પ્રાણ ગયા. મારે મા નથી, માશી નથી, કે બહેન નથી, કે તે આ છોકરાંની સંભાળ લે. માટે મારો આત્મા તું ન લે. મારાં છોકરાંને ઉછેરી મોટાં કરવા દે. અને આ સંસારમાં તેઓ પોતાની જીંદગી શરૂ કરે, એવી સ્થિતિમાં આવવા દે. આ ગરીબ છોકરાંઓ માબાપ વિના કેવી રીતે જીવી શકશે?' એમ કહી તે સ્ત્રીએ એક છોકરી પોતાની છાતી ઉપર વળગાડી અને બીજીને પોતાના હાથમાં લીધી.

હું સ્વર્ગ તરફ પાછો ફર્યો.

ઈશ્વરની પાસે જઇ મેં કહ્યું કે—'હું તે બાઇનો પ્રાણ લઇ આવી શક્યો નથી. તેનો ધણી જંગલમાં એકાએક ગુજરી ગયો અને તેને બે જોડે જન્મેલાં બચ્ચાં છે. આથી

તેનો આત્મા હાલમાં ન લેવો એમ વિનંતિ કરે છે, અને કહે છે કે મને છોકરાં ઉછેરીને મોટાં કરવા દો. માબાપ સિવાય તે કેવી રીતે જીવી શકે! આ જોઈ મારાથી તેના પ્રાણને લઈ શકાયો નહિ.'

ઇશ્વરે કહ્યું:–'તું તરતજ પાછો ચાલ્યો જા. અને તે બાઇનો પ્રાણ લઈ આવ. તારે હજુ ત્રણ સિદ્ધાંત શીખવાના છે: (૧) મનુષ્યમાં શું સમાયલું છે? (૨) મનુષ્યને શું બક્ષવામાં આવ્યું નથી? (૩) અને મનુષ્યો શાથી જીવી શકે છે? જ્યારે તું આ સિદ્ધાંતો શીખી રહે ત્યારેજ સ્વર્ગમાં પાછો આવજે.' હું પૃથ્વી પર તરતજ ચાલ્યો આવ્યો. અને મેં તે બાઇના પ્રાણ લીધા. બચ્ચાંઓ માની છાતીએથી છૂટાં પડયાં.

હું તે બાઈના આત્માને લઈ ઇશ્વર પાસે જવા ઉંચો ચઢયો. પરંતુ ભારે પવન ફુંકાતો હોવાથી મારાથી ઉંચે ચઢી શકાયું નહિ. મારી પાંખો તૂટી પડી. તે બાઈનો આત્મા મારી પાસેથી છટકીને એકલોજ ઇશ્વર પાસે ચાલ્યો ગયો, અને હું, આપે જે દેવળની સામે રસ્તાની બાજુએ પડેલો મને જોયો ત્યાં, નગ્નાવસ્થામાં પડયો."

(૧૧)

હવે નાશ્રૂ અને તેની વહુ જોઇ શકયાં કે તેમણે કેવા મનુષ્યને પોતાના ઘરમાં રાખ્યો હતો; અને કેવા મનુષ્યની સાથે તેઓ રહેતાં હતાં. થોડો વખત થયા પછી દેવદૂતે કહ્યું:–"હું તે ગલીમાં દેવળ પાસે નગ્નાવસ્થામાં પડયો

હતો. સંસારમાં મનુષ્ય પ્રાણીઓને શેની શેની જરૂર છે? દરિદ્રતા અને ભૂખ, ઠંડી અને ગરમી એ શું છે? તે અને ટુંકામાં મનુષ્ય પ્રાણીને શું શું આવશ્યકતા છે તેની મને કંઈજ સમજણ નહોતી. અને તમારી સાથે રહ્યાથી હવે હું મનુષ્ય થયો છું. દહેરા નજીક હું અત્યંત ઠંડીથી અકડાઈ ગયો હતો. પરંતુ મને ખબર નહોતી કે મારે શું કરવું? હું દહેરામાં જવાનો ઈરાદો રાખતો હતો. પરંતુ દરવાજાને તાળું હોવાથી અંદર જઈ શકયો નહિ તેથી હું આખરે ભીંતની નજીક બેસી ગયો.

સાંજ પડી ગઈ અને મને ઠંડી તથા ભૂખ લાગવા માંડી. એવામાં એકાએક મેં રસ્તાની બાજુએ એક માણસને આવતાં જોયો. તે આપજ હતા. હું પૃથ્વી પર મનુષ્ય થઇને પડ્યા પછી કોઇ પણ માણસને મેં પ્રથમ જોયો હોય તો તે આપજ હતા. પ્રથમ તો આપનો ચહેરો જોઈ મને અત્યંત ભય ઉત્પન્ન થયો અને હું પાછળ ફરીને બેઠો. આપ મનમાંજ વાત કરતા હતા કે આવી સખત ઠંડીમાંથી કેવી રીતે બચવું, સ્ત્રી અને છોકરાંઓ સારૂ ખાવાનું કેવી રીતે મેળવવું? આ સર્વ હું સાંભળતો હતો. અને મેં વિચાર્યું કે હું પણ ઠંડી તથા ભૂખથી અત્યંત પીડાઉં છું. આપે મને જોયો અને આપને ધાસ્તી ઉત્પન્ન થઈ; ને થોડીવાર વિચાર કરી આપે ચાલવા માંડયું. આ જોઇ હું અત્યંત નિરાશ થઈ ગયો.

એવામાં એકાએક આપ મારી તરફ પાછા વળ્યા

અને મારી નજીક આવ્યા. પ્રથમ તો આપનો ચ્હેરો ઘણોજ શાંત દેખાતો હતો; અને આપના અંતઃકરણમાં ઇશ્વર અને દયાનો વાસ છે એમ હું જોઇ શક્યો. આપે મને કપડાં પહેરાવ્યાં. અને મને આપને ઘેર લઇ આવ્યા. અહિં આગળ મેં આપની સ્ત્રીને પ્રથમ જોઈ ત્યારે તો તે આપના કરતાં પણ મને અત્યંત ભયંકર લાગી. તેની ઇચ્છા મને પોતાના ઘરમાંથી બહાર ભયંકર ઠંડીમાં કાઢી મૂકવાની હતી મેં જાણ્યું કે જો તે એમ કરશે તો તેનું મૃત્યુ નજીકજ છે.

આપે તેને પરમાત્મા વિષે યાદ આપી. મનુષ્ય શરીર નાશવંત છે તે પણ જણાવ્યું. તે સાંભળી તેની વૃત્તિ એકદમ બદલાઇ ગઈ. તેણે જ્યારે મને ખાવાનું આપ્યું અને મારા તરફ પ્રેમ વૃત્તિથી જોવા લાગી ત્યારે મેં તેના તરફ જોયું. અને તેના ચહેરા પરથી મને દીસ્યું કે તેને માટે મૃત્યુ ઘણું દૂર છે. તેના અંતઃકરણમાં ઇશ્વરનો વાસ છે, તે પણ મેં જોયું. અને ઇશ્વરનો પહેલો શબ્દ 'મનુ-ષ્યની અંદર શું રહેલું છે તે તું શીખશે' એ મને તરતજ યાદ આવ્યો. અને હું સમજ્યો કે મનુષ્યના હૃદયમાં અપૂર્વ પ્રેમ રહેલો છે. એ જાણીને હું અત્યંત રાજી થયો. પરમા-ત્માએ મને જે વચન આપ્યું તે તેણે મારી આગળ પ્રકા-શિત કર્યું હતું, તેથી હું પહેલી વાર હસ્યો; પરંતુ મનુષ્યને શું નથી આપવામાં આવ્યું અને મનુષ્યો શાથી જીવે છે? આ બે બાબત મેં જાણી નહોતી. હું આપની સાથે રહેવા

લાગ્યો. આપની સાથે રહેતાં એક વર્ષ થયું કે એક દિવસ એક ગૃહસ્થ આપની દુકાનમાં બૂટ બનાવવાનો હુકમ આપવા આવ્યો. તેણે જોડા બરાબર એક વર્ષ સુધી આકાર બદલાયા સિવાય ચાલે એવી જામિનગીરી સાથે બૂટ બનાવવાનું કહ્યું.

મેં તે ગૃહસ્થના તરફ જોયું અને એકાએક તેમની પછવાડે અંતરિક્ષમાં મેં મારા મિત્ર યમરાજ (જીવ લેનાર દૂત) ને જોયા. મારા સિવાય બીજા કોઇએ તેને જોયા નહતા. મેં જાણ્યું કે સંધ્યાકાળ પહેલાં તો આ પૈસાદાર ગૃહસ્થનો પ્રાણ મારા મિત્ર યમરાજ લેશે. મેં તેજ વખતે વિચાર કર્યો કે આ ગૃહસ્થ, વર્ષ દિવસ સુધી જોડા પહોંચવા જોઇએ, એમ કહેવા માંગે છે. પરંતુ તે પામર મનુષ્ય જાણતો નથી કે આજે સંધ્યાકાળ અગાઉ તો તેનું મૃત્યુ છે. મને તુરતજ ઇશ્વરનો બીજો શબ્દ યાદ આવ્યો: 'મનુષ્યને શું આપવામાં નથી આવ્યું તે તું શીખીશ.'

મનુષ્યનામાં શું રહેલું છે તેની તો મને ખબર પડીજ હતી. હવે મનુષ્યને શું આપવામાં નથી આવ્યું તે પણ મને સમજાયું. પોતાના દેહને માટે શાની જરૂર પડશે એ જાણવાની શક્તિ મનુષ્યને આપવામાં આવી નથી. એ સમજવાથી હું બીજી વખત હસ્યો. મારા મિત્ર યમરાજને જોવાથી હું અત્યંત રાજી થયો હતો; તેમજ પરમાત્માએ મને જણાવેલા બીજા શબ્દ વિષે પણ મારા હૃદયમાં પ્રકાશ પડયો તેથી હું અત્યંત રાજી થયો.

પરંતુ હજુ પણ ઇશ્વરનો ત્રીજો શબ્દ, મનુષ્ય શાથી

જીવે છે? એ હું સમજ્યો ન હતો. એ શબ્દનો અર્થ મને પરમાત્મા પ્રકાશિત કરી બતાવે ત્યાં સુધી મેં થોભવાનોજ વિચાર રાખ્યો. આજે છ વરસ પર જન્મેલી જોડીઆ છોકરીઓને લઈ એક સ્ત્રી દુકાનમાં આવી. મેં તેમને ઓળખ્યાં. તે બચ્ચાંઓ કેવી રીતે જીવી શક્યાં તે પણ મેં જાણ્યું. હું જ્યારે તે છોકરાંઓની માનો પ્રાણ લેવા ગયો હતો ત્યારે તે સ્રી આજીજીથી કહેતી હતી, કે માબાપ સિવાય તરતનાં જન્મેલાં બચ્ચાં જીવી શકે નહિ. છતાં એક તદ્દન અજાણી સ્ત્રીએ તે છોકરાંની સારવાર કરી તેમને ઉછેર્યાં. તે બાઈ છોકરીઓના દુર્દૈવ માટે વિલાપ કરી કરી કહેતી હતી કે આ બાળકો મારાં નથી. છતાં એ બચ્ચાંઓ પ્રત્યે તેનો અનહદ પ્યાર અને માયા મેં જોયાં. હું જોઈ શક્યો કે તેનાં અંતઃકરણમાં ઇશ્વરનો વાસ છે. અને 'મનુષ્યો શાથી જીવી શકે છે' તે પણ મેં જાણ્યું. પરમાત્માએ ત્રીજા શબ્દનો ભાવાર્થ પણ આમ મને સમજાવ્યો અને મને માફી મળી ગઈ તેથી છેવટે હું ત્રીજી વાર હસ્યો."

દેવદૂતે આટલી વાત કર્યા પછી તેના શરીર ઉપરથી બધાં કપડાં નીચે પડી ગયાં, અને તેના શરીરમાંથી એટલો બધો પ્રકાશ પડવા લાગ્યો કે તેની સામું પણ જોઇ શકાય નહિ. જ્યારે દેવદૂત બોલતો હતો ત્યારે તેનો અવાજ જાણે ઉંચે સ્વર્ગમાંથી આવતો હોય એમ લાગતું હતું.

(૧૨)

હવે દેવદૂત પાછો બોલવા લાગ્યોઃ—"હવે હું

શીખ્યો છું કે દરેક મનુષ્ય માત્ર પોતાનીજ સંભાળથી જીવી શકતો નથી, પરંતુ એક બીજાની સાથે પ્યારની લાગણીથી જીવે છે. પોતાનાં વહાલાં બચ્ચાંઓની જીંદગીને વાસ્તે શાની શાની જરૂર પડશે, તે જાણવાની તેમની માતાને પણ શક્તિ નથી. કોઈ પણ મનુષ્યને ખબર નથી કે પોતાના જીવિત દેહને માટે તેણે કપડાં ખરીદવાની જરૂર છે ? કે સાંજના મૃતક દેહને રેશમનાં કફનની જરૂર પડશે ?

જ્યારે હું મનુષ્ય તરીકે દેવળની પાસે નગ્નાવસ્થામાં પડયો હતો ત્યારે હું મારી પોતાની સંભાળથી કંઈ જીવી શકયો ન હોત. પરંતુ આપ તથા આપની સ્ત્રીએ મારા ઉપર અત્યંત સ્નેહ બતાવ્યો, અને આપના અંતઃકરણમાં પ્યાર અને દયાની લાગણી હતી, તેથીજ આપે મારી સારવાર કરી મને સુખી કર્યો; પેલાં જોડે જન્મેલાં, માબાપ વિનાનાં બાળકો જીવી શકયાં, કારણ કે અજાણી સ્ત્રીએ તેમના પર પ્યાર રાખી અત્યંત સ્નેહથી ઉછેર્યાં. આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ, કે મનુષ્ય માત્ર ફકત પોતાનીજ સંભાળથી જીવી શકતાં નથી. પરંતુ જે સ્વાભાવિક પ્યાર એક બીજાનાં અંતરમાં વસી રહેલો છે, તેથીજ જીવી શકે છે.

પ્રથમ હું જાણતો ન હતો કે પરમાત્માએ દરેક મનુષ્યને જીંદગી અર્પણ કરી છે અને તેનીજ ઇચ્છાથી સૌ જીવે છે. હવે હું એક બીજી વાત પણ સમજ્યો છું. મનુષ્યો સ્વાર્થ સારૂજ ન જીવે એવી ઇશ્વરની ઇચ્છા હતી, અને

તેટલા માટે તેણે દરેક મનુષ્યને પોતાને માટે શાની જરૂર છે, તે પ્રસિદ્ધ ન કર્યું. મનુષ્યો એમ સમજેલાં દેખાય છે કે તેઓ દરેક પોતપોતાની સંભાળ રાખવાથીજ જીવે છે. પરંતુ સત્ય રીતે જોઇએ તો ખબર પડશે કે દરેક મનુષ્ય એક બીજાના પ્રત્યે પ્રેમવૃત્તિ રાખવાથીજ અને એકત્ર રહેવાથીજ જીવી શકે છે. જે મનુષ્ય બધી સ્થિતિમાં પ્રેમનો કાયદો પાળી તે મુજબ વર્તન રાખે છે, તે મનુષ્યમાં ઇશ્વરનો વાસ છે; કારણ કે

પ્રેમ એજ ઇશ્વર છે.

દેવદૂત આટલું બોલી ઈશ્વરના ગુણોની સ્તુતિ કરવા લાગ્યો. તેના અવાજથી નાથુનું ઘર ગાજી રહ્યું. એટલામાં એકાએક નાથુના ઘરના છાપરાના બે વિભાગ થઇ ગયા અને ઘરની અંદર દેવદૂત ઉભો હતો તે જગ્યા એકદમ ફાટી અને તેમાંથી અગ્નિની જવાળા નીકળી ઉંચે આકાશમાં જવા લાગી. નાથુ, અને તેની વહુ અને છોકરાંઓ તો આ બનાવથી બેભાન થઇ જમીન પર પડી ગયાં. દેવદૂતના ખભા ઉપર બે પાંખો નીકળી આવી. તેનું શરીર અત્યંત પ્રકાશમાન દેખાવા લાગ્યું. અને તે ઉભો હતો તે જગ્યાએથી એકદમ ઉંચે ઉડી ગયો. થોડીવારમાં તો તે દેખાતો બંધ થઇ ગયો.

નાથુ થોડીવારે ઉઠીને જુએ છે તો જમીન હતી તેવી સરખી થઇ ગઇ હતી અને ઘરનું છાપરૂં પણ સરખું થઈ ગયું હતું. તેણે દેવદૂતને પણ ઘરમાં ન જોયો. તેણે પોતાની

સ્ત્રીને જાગ્રત કરી; અને દેવદૂત જતો રહ્યાનું જણાવ્યું. બંને અત્યંત દિલગીર થયાં. દેવદૂત આવ્યા પછી નાથુની સ્થિતિ ઘણીજ સારી થઈ હતી. તેણે દારૂ પીવાનું છોડી દીધું હતું. દેવદૂતની બધી સ્થિતિ અને હકીકત સાંભરી નાથુને પણ જ્ઞાન ઉત્પન્ન થયું, અને તે પોતાની સર્વ સ્થિતિમાં પ્રેમનો કાયદો અંતઃકરણપૂર્વક પાળવાનો નિશ્ચય કરી તે મુજબ વર્તવા લાગ્યો.



# નવા યુગનાં રમકડાં

## સેટ ૧ લો

| | | |
|---|---|---|
| ૧ | ટૉલ્સ્ટૉયની ત્રણ વાતો | ૦–૫–૦ |
| ૨ | બકુલ | ૦–૬–૦ |
| ૩ | બિરબલનો બન્ધુ | ૦–૮–૦ |
| ૪ | મૂરખરાજ (ટૉલ્સ્ટૉય) | ૦–૮–૦ |
| ૫ | નીલમ | ૦–૬–૦ |
| ૬ | ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦–૪–૦ |
| ૭ | બાળાવહાર (૧) | ૦-૧૨-૦ |
| ૮ | જયબજરંગ | ૦–૬–૦ |
| ૯ | વાઘોનું વન | ૦–૪–૦ |
| ૧૦ | જાદુઈ હાર | ૦–૪–૦ |
| ૧૧ | બરફીપુરી | ૦–૪–૦ |
| ૧૨ | સોનાકુમારી | ૦–૪–૦ |
| ૧૩ | તોફાની ટીપુડો | ૦–૬–૦ |
| ૧૪ | કચુંબર | ૦–૩–૦ |
| ૧૫ | ધૂપસળી | ૦–૪–૦ |
| ૧૬ | બાળવિહાર (૨) | ૦–૬–૦ |
| ૧૭ | મોતીના દાણા | ૦–૫–૦ |
| ૧૮ | એક હતો કૂતરો— | ૦–૪–૦ |
| ૧૯ | કેરીનાં ભજીયાં | ૦–૩–૦ |
| ૨૦ | નવનીત | ૦–૩–૦ |
| ૨૧ | મેઘધનુષ | ૦–૪–૦ |
| ૨૨ | મિયાઉં | ૦–૧–૦ |
| ૨૩ | હાથી ધમધમ ચાલે | ૦–૧–૦ |
| ૨૪ | બાળ ડાયરી | ૦–૩–૦ |
| ૨૫ | ચોપગાંની ચતુરાઇ | ૦–૪–૦ |
| ૨૬ | ગધેડાનું રાજ | ૦–૧– |
| ૨૭ | રમકડાંની દુકાન | ૦–૧– |
| ૨૮ | જાદુઇ જમરૂખ | ૦–૧– |
| ૨૯ | મકનો મસ્તાનો | ૦–૧– |
| ૩૦ | બંગાળી બિરબલ | ૦–૬– |

કુલ ૮–૦–૬ ને બદલે આખો ર
લેનારને ૭।। રૂ.માં ફેન્સી બાક્સ સા
પોસ્ટેજ રૂ. ૧।. સ્ટેશનવાળા ગ
રેલ્વે પાર્સલ સસ્તું પડે.

## સેટ બીજો:

| | | |
|---|---|---|
| ૧ | ભૂલભૂલામણિ | ૦)– |
| ૨ | સવાકાની આપવીતી | ૦)– |
| ૩ | ખોટી ખોટી વાતો | ૦। |
| ૪ | સિપાઈદાદા | ૦)=।। |
| ૫ | મધપૂડો | ૦।।। |
| ૬ | કોલસાકાકા | ૦।– |
| ૭ | સબરસ | ૦)≡ |
| ૮ | કીર્તિસ્તંભ | ૦। |

નવી ચોપડીઓ તૈયાર થાય છે.

## મોટા બાળકો-કુમારો માટે

| | |
|---|---|
| બલિદાન | ૦।– |
| બ્રહ્માંડનો ભેદ | ૩।। |
| પારસમણિ | ૨) |
| ગીતાંજલિ | ૧। |
| પાંડવગુપ્તનિવાસ | ૦।।। |
| ખાંયણાં | ૦।– |
| નીતિધર્મ | ૦।। |

**ગાંડીવ**